૩૫૫૨

ગૂજરાતી

# શબ્દાર્થ કોશ.

એટલે,

ગૂજરાતી નર્મકોશ અને ગૂજરાતી શબ્દ
સંગ્રહમાં નહિ આવેલા શબ્દોના અર્થ.

(પ્રથમખંડ.)

રચનાર
મોતીલાલ મનસુખરામ શાહ.
રહેવાશી,
મોજે વીસલપુર, તાલુકે સાણંદ, જીલ્લે અમદાવાદ.

બીજી આવૃત્તિ.

કેળવણીખાતાના સર્વોપરી અધિકારીએ ઇનામ
તથા લાઇબ્રેરી સારૂ મંજૂર કર્યો છે.

**श्लोक.**

**इंद्रादयोपियस्यांतंनययुःशब्दवारिधेः ॥**
**प्रक्रियांतस्यकृत्स्नस्यक्षमोवक्तुंनरःकथं॥१॥**

અમદાવાદ.
યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ—ધીકાંટા.

સંવત ૧૯૪૪. ઈ. સ. ૧૮૮૮.

કીમત બાર આના.

ગુજરાતી

# શબ્દાર્થ કોશ.

એટલે,

ગુજરાતી નર્મકોશ અને ગુજરાતી શબ્દ સંગ્રહમાં નહિ આવેલા શબ્દોનો અર્થ.

(પ્રથમખંડ.)

રચનાર

**મોતીલાલ મનસુખરામ શાહ.**

રહેવાશી,

મોજે વીસલપુર, તાલુકે સાણંદ, જીલ્લે અમદાવાદ.

બીજી આવૃત્તિ.

કેળવણીખાતાના સરકારી અધિકારીએ ઇનામ તથા લાઇબ્રેરી સારૂ મંજુર કર્યો છે.

**श्लोक.**

इंद्रादयोपियस्यांतंनययुःशब्दवारिधेः ॥
प्रक्रियांतस्यकृत्स्नस्यक्षमोवक्तुंनरःकथं ॥ १ ॥

અમદાવાદ.

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ—ધીકાંટા.

સંવત ૧૯૪૪. ઈ. સ. ૧૮૮૮.

કીમત બાર આના.



# અર્પણપત્રિકા.

નામદાર શ્રીમંત મહારાણા શ્રી
નારણદેવજી રાણા રાજાસાહેબ
બહાદુર સ્વસ્થાન ધરમપુર.

આપનો પ્રેમ અને દયા રૂપી નિર્મળ ઝરણનો પ્રવાહ સદૈવ વિદ્યા રૂપી કલ્પતરૂ તરફ વહેતો જોઇ તથા ગુજરાતી ગ્રંથનો સારો વધારો કરવાને તન મન અને ધનથી પ્રયત્ન કરતા જોઇ આ લઘુ પુસ્તક આપને પ્રેમ પૂર્વક અર્પણ કરૂં છું તે સ્વિકારશોજી.

હું છું આપનો નમ્ર સેવક.

ગ્રંથકર્ત્તા.

# પ્રસ્તાવના.

## ( પ્રથમાવૃત્તિની. )

'નર્મકોશ' અને 'ગૂજરાતી શબ્દ સંગ્રહ' એ બે પુસ્તકો ગૂજરાતી ભાષાના શબ્દાર્થ કોશ તરીકે પ્રગટ થયાં છે પરંતુ તેમાં ઘરગતુ, ખેડૂત, કારીગરો તથા વેપારીઓમાં વપરાતા ઘણા શબ્દો રહી ગયેલા છે. તે પૈકી અત્યુપયોગી એવા ૧૪૦૦) શબ્દોનો સંગ્રહ મેં આ પુસ્તકમાં કર્યો છે.

એ દરેક શબ્દનું વ્યાકરણ અને જૂદા જૂદા પ્રસંગે જૂદા જૂદા જેટલા અર્થ થતા હોય તે બધા અર્થ ખુલાસાવાર વ્યાખ્યા સહિત આપ્યા છે. એટલુંજ નહિ પણ કેટલાંક ઓજાર અને પદાર્થોનું તાદૃશ્ય સ્વરૂપ સમજાવવા તેમની આકૃતિઓ પણ ચિતરેલી છે તથા કેટલાક શબ્દોનાં મૂળ પણ આપ્યાં છે. એકંદરે દરેક શબ્દનો અર્થ ગમે તેવા વાંચનારને પણ ઝટ સમજી શકાય એવી રચના કરેલી છે. હજુ એવા બીજા ઘણા શબ્દો રહેલા છે અને તેનો સંગ્રહ કરવાનો મારો પ્રયત્ન ચાલુજ છે તે હવે પછી પ્રગટ કરવાનો ઈરાદો રાખ્યો છે.

આ પુસ્તકની રચના નીચે પ્રમાણે રાખી છે.—

પહેલાં ચાલતો શબ્દ, પછી તેનું વ્યાકરણ, કૌંસમાં ભાષા, મૂળ શબ્દ તથા વ્યુત્પત્તિ, ત્યાર પછી અર્થ અને છેવટે જરૂર હોય ત્યાં ઉદાહરણ તરીકે વાક્ય અને કહેવતો વગેરે લખવામાં આવ્યું છે.

એ–ઓ સ્વરોનો તથા એ–ઓ સ્વર સંયુક્ત વ્યંજનોનો ઉચ્ચાર ત્રણ રીતે થાયછે. તેમાં એકતો અનુનાસિક એટલે અનુસ્વાર વાળો છે. જેમકે–**એંઠ, ઑં, ગેંડી, ગોંડળ** ઈત્યાદિ. એ ઉચ્ચાર તો પ્રસિદ્ધ છે. હવે બાકીના બે વિષે વિચાર કરીએ-તેમાં એક **કોઠી** (દાણા ભરવાની) એવો છે અને બીજો **કોઠી** ( એક ઝાડ ) એવો છે. આ બંનેના ઉચ્ચારમાં ઝાઝો તફાવત નથી, (પહેલા કરતાં બીજો જરા ખોહોળો. છે) અને જોડણી પણ એકજ છે; પણ કોઇ કોઈ વખત અર્થમાં ફેર પડે છે. જેમકેઃ—

**ઓડવું**—આડા ફરીવળીને રોકવું. **ઓડવુ**—એક જાતનું ફળ, કરપડું.
**કેરી**—તણી, ની. **કેરી**—આંબાનું ફળ.
**કેરૂં**—તણું, નું. **કેરૂં**—કેરડાનું ફળ.
**કોલ**—શેલડી પીલવાનો યંત્ર. **કોલ**—વચન.
**કોશ**—ગાડ઼. ૨ ભંડાર. **કોશ**—હળપૂણી, નરાજ.
**કોળી**—એક જ્ઞાતિ. **કોળી**—કલો.
**કોળિયું**—કોળ પકડવાની લાકડાની પેટી. ૨ કોળનું દર. **કોળિયું**—ઊંડળ.
**ખો**—ટેવ. ૨ ઝેર. ૩ ખાડો. **ખો**—વંશ, મૂળ. "વાયે ઝાડનો ખો કાઢી નાખ્યો."
**ગોળ**—એક આકૃતિ. **ગોળ**—શેલડીના રસનો બનાવેલો પદાર્થ.
**ગોર**—જેર, ભૂકો. **ગોર**—યજમાનવૃતિ કરનાર બ્રાહ્મણ.
**ઘેર**—પરિધ. **ઘેર**—ઘરે.
**ચોરો**—ચોરનું બહુ વચન. **ચોરો**—ગામમાં સહુને બેસવાનું એક મકાન.
**ઝેર**—ઓટલાની કોર. ઝાંઝર. **ઝેર**—વિખ. ૨ દ્વેષ.
**ઠોઠ**—મૂર્ખ. **ઠોઠ**—લપડાક.
**ડોળો**—આંખનો વચલો ભાગ. **ડોળો**—રગડો.
**તોરી**—ઘોડો. **તોરી**—ગુસ્સો.
**ધરો**—એક જાતની ચાર. **ધરો**—જેના ઉપર પૈડાં ફરેછે તે, લટ્ઠો. ૨ નદીના મોટા ખાડામાં હમેશાં પાણી રહેતું હોય તે.

સદરહુ કારણથી ત્રીજા નંબરના ઉચ્ચાર વાળા અક્ષરની નીચે મેં આ કોશમાં (.) આવું ચિન્હ મૂક્યું છે. જેમકે—કોઠી (ઝાડ) [જમણા હાથ તરફના તમામ શબ્દોમાં એવા ઉચ્ચાર વાળા અક્ષરની નીચે આવું ચિન્હ જોઈએ.]

'ગૂજરાતી શબ્દ સંગ્રહ' ની પેઠે આ કોશમાં કેટલેક ઠેકાણે "હ" નો ઉચ્ચાર "સ" કરતાં શબ્દો ઘણા અતડા થઈ જતા હતા [તે "હ"નું જરા ઉચ્ચારણ થતાંમાંજ તત્કાળ વર્ણમાંનો સ્વર પોહોળો થઈ રહે છે] માટે તેવે ઠેકાણે "હ" વાપરી, તે વરતાવવા તેની

નજે ઉપરની પેઠે (.) આવું ટપકું મૂકયું છે. જેમકે-લદ્દકો, વાહ્દર ઈ૦

**'નર્મકોશ'** માં કેટલાએક વિશેષાર્થી શબ્દોના કેટલાએક અર્થ લખવા રહી ગયેલા છે. એવા શબ્દોને આ કોશમાં દાખલ કરી, રહી ગયેલા [નર્મકોશમાં નહિ આવેલા] અર્થ આમાં લખ્યા છે અને તે નર્મકોશમાં આવેલા શબ્દની પૂર્વણી છે એમ બતાવવા સારૂ શબ્દની પાસે (+) આવું વત્તાનું ચિન્હ મૂકયું છે. [એવા આ કોશમાં આશરે ૨૦૦) શબ્દો છે.]

આ પુસ્તકની લખેલી પ્રત સરકારી કેળવણી ખાતાના મહેરબાન ડિરેકટર સાહેબ બહાદુર તરફ મોકલી હતી તેમણે તપાસાવીને પસંદ કરી છે. અને તેની સો નકલો પોતે અગાઉથી ખરીદ કરીછે તેમજ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ પણ યોગ્ય મદદ આપવાને જણાવ્યું છે.

આ મારા લાંબી મુદતના પ્રયત્નથી બનાવેલા નાનકડા પુસ્તકને સર્વ સુજ્ઞ પુરૂષોની સેવામાં મૂકતાં નમ્રતાથી અરજ કરૂંછું કે—આ મારો પહેલી વારનોજ પ્રયત્ન છે માટે તેમાંની ચૂક દરગુજર કરશોજી.

## સંજ્ઞાર્થે વાપરેલા અક્ષરો.

**પુ૦**—પુરૂષ લીંગ [નામરૂપે].
**સ્રી૦**—સ્રીલીંગ [નામરૂપે].
**ન૦**—નપુંસક લીંગ [નામરૂપે].
**વિ૦**—વિશેષણ.
**સ૦**—સર્વનામ.
**અ૦**—અવ્યય.
**ક્રિ૦**—ક્રિયાપદ.
**કૃ૦**—કૃદંત.
**[સં.]**—સંસ્કૃત.
**[ફા.]**—ફારસી.
**[અં.]**—અંગ્રેજી.
**[આ.]**—આરબી.
**[મ.]**—મરેઠી.

તા. ૧૫ માહે નવેંબર સને ૧૮૮૫.
**વીસલપુર** તાલુકે સાણંદ.

**મોતીલાલ મનસુખરામ શાહ.**

# પ્રસ્તાવના.

## ( બીજી આવૃત્તિની. )

આ પુસ્તકની પ્રથમાવૃત્તિની તમામ નકલો થોડી મુદતમાં કેળવણી ખાતામાં અને રજવાડામાં ખપી જવાથી ગ્રાહકો તરફથી તેની માગણી ચાલુ હતી પણ ઝાઝી ખપત થવાની આશા નહિં હોવાથી તેની બીજી આવૃત્તિ અદ્યાપિ પર્યંત છપાવવી બની શકી નહોતી પરંતુ હાલમાં મહેરબાન ડિરેક્ટર ઓફ પબ્લિક ઈન્સ્ટ્રકશન સાહેબ બહાદૂરે **ઇનામ તથા લાઇબ્રેરી** સારૂ મંજૂર કરવાથી આ બીજી આવૃત્તિ સુધારો વધારો કરી છપાવી છે.

તા. ૧ માહે અકટોબર સને ૧૮૮૮. **કર્ત્તા.**

# ગૂજરાતી શબ્દાર્થ કોશ.

## અ.

**અકરાફેર, પુ૦** ઘણો જુલમ.

**અક્કડ, વિ૦** અક્કડ; ટટાર.

**અકારો, વિ૦** અળખામણો. "એ છોકરો એની ખરાબ ચાલને લીધે મને અકારો લાગે છે." ૨ ભુંડો; શરમિંદો. "એ ખરાબ સ્ત્રી સામો મને અકારો પાડે છે."

**અખડબખડ, વિ૦** ખાડાખૈયા વાળું; ઢંગઢાળ વગરનું.

**અગાસો, વિ૦ [આકાશ ઉપરથી]** ઉઘાડો; ખુલ્લો. "ચુલો અગાસો બળે છે."

**અઘાડો, વિ૦** જુનો; અગાઉનો. "ગોળ અઘાડો વાવડીંગ." (રાજ વિદ્યાભ્યાસ.)

**અચકમચક, અ૦** ઓચીંતું; એકદમ; જોતજોતામાં; અકસ્માત. "ફલાણો તો અચકમચક મરી ગયો!"

**અચડ, સ્ત્રી૦ [અ=નહિ+ચડ=ચડેલી.]** કોઈ ખાતેદારને નામે, જમે કે ઉધાર લખવી રહી ગયેલી રકમ.

**અચો, પુ૦** ભીડ. "અચો નહિ વેઠું આજથીજી હુંતો તમારો લગાર" (નેમ વિવાહ) ૨ ગંદકી; કચરો. "તાવથી અચો ભરાણો છે—વરસાદનો અચો." ૩ અકતો; અણોજો; પ્રતિબંધ. "બળિયાનો અચો પાળ્યો છે."

**અજાડી, સ્ત્રી૦** હાથીને પકડવા સારૂ ખોદેલો ખાડો. બેહક બેડેલા ઢોરને ઉભું રાખવા સારૂ તેના આગલા તથા પાછલા પગ તળે જે ખાડા ખોદવામાં આવે છે તેને પણ અજાડી કહેછે. કોઈ જબરો માણસ દુ:ખથી—રોગથી એરાણો હોય ત્યારે કહે છે કે;—"હાથી અજાડીમાં પડ્યો છે!"

**અજંપો પુ૦** જંપ—નિરાંત નહિ તે; ઉતાપો.

**અઠમ, પુ૦** ત્રણ ઉપવાસ સાથેથી કરવા તે. (શ્રાવકોમાં)

**અઠાઈ, સ્ત્રી૦** આઠ ઉપવાસ સાથેથી કરવા તે. ( શ્રાવકોમાં )
**અઠ્ઠાણું, વિ૦** (+) બે. ( સંકેતાર્થે. )
**અડંણ, ન૦** ગાય, ભેંસ, વગેરે દૂધાળાં જનાવરને પેટ નીચે, આંચળની ઉપર દૂધ રાખવાની જે ફૂલેલી જગા હોયછે તે; આઉ; આંચળ. "આ ભેંસના અડણમાંતો દૂધ માતુંએ નથી."
**અડપવું, ક્રિ૦** મચ્યા રહેવું, વળગ્યા રહેવું. "એતો રૂપીઆ લેવા સવારનો અડપ્યો છે."
**અડા, સ્ત્રી૦ [ સં. અડ્ ધાતુપરથી ]** અડવાપણું. "ફલાણો તો કામમાં અડા પણ દેતો નથી." એટલે કામને અડતો પણ નથી–બીલકુલ કામ કરતો નથી.
**અડુક દડુકીઓ, વિ૦** બંને પક્ષથી ન્યારો રહી, પોતાની મરજી માફક પક્ષમાંના કોઇને મદદ કરનાર; વધારાનો. ( ગેડી દડાની રમતમાં )
**અઢણ, વિ૦** બહુ; વધારે; ઘણુંજ. "નદીએ અઢણ પૂર આવ્યું છે" —"એતો અઢણ તારો છે."
**અઢળક, વિ૦** (+) બહુ; વધારે; ઘણુંજ. "ઓણતો એને અઢળક ધાન્ય પાક્યું છે."
**અઢારભાર વનસ્પતિ, સ્ત્રી૦** ત્રણ કરોડ, એકાશી લાખ, બાર હજાર, નવસેં ને સિતેર એટલા મણનો એક ભાર જૈન શાસ્ત્રમાં લખેલો છે. એવી રીતે અઢાર ભાર વનસ્પતિ આ પૃથ્વી ઉપર છે. તેમાં ૪ ભાર પાનની જાત, ૬ ભાર વેલાની જાત, ૮ ભાર ફળ ફૂલની જાત છે.
**અણગાર, પુ૦** (+) **[ અણાગાર. અણ=નહિ+આગાર=ઘર ]** સાધુ. "ધન્ય ધન્ય ધનો અણગાર" ( શ્રાવકોમાં)
**અણચી, સ્ત્રી૦** વાંકું બોલવું તે; ફરીજવું તે; અંડી. ( અણચી ખાવી કહેવાય છે. )
**અણવાદ, પુ૦ [સં. અનુવાદ. અનુ=નીચું. ઉતરતું+વાદ=બોલવું]** નિંદા, બદબોઈ. "પુંઠે કોઇના અણવાદ બોલવા નહિ" (શ્રાવકોમાં)
**અણસણ, ન૦ [સં. અનશન. અન્=નહિ+અશન=ખાવું.]**

વસ ભૂખ્યા રહેવું તે; ઉપવાસ. (શ્રાવકોમાં)

**અણાચાર, પુ૦ [સં. અનાચર.અન્=નહિ+આચાર=આચરણ]** આચરણથી ઉલટું ચાલવું તે; કુચાલ. "નામ ગણાવો શ્રાવક જતિ, તો આણાચાર ન સેવો રતિ."

**અણુપુર્વિ, સ્ત્રી૦ [સં. અનુપૂર્વિ.અનુ=પાછળ+પૂર્વિ=આગળ]** જૈન ધર્મી લોકોને સવારમાં વાંચવાની ચોપડી. (એમાં ૧ થી તે ૫ સુધીના આંકડા અવળ સવળ ગોઠવેલા હોય છે. બધા મળીને છસેં આંકડા હોયછે)

**અણોદ્રી, સ્ત્રી૦ [ સં. ઊનોદરી. ઊણું=ઊણુ+ઉદર=પેટ+ઈ. ]** પોતાના હમેશના આહાર કરતાં કાંઇ નિયમ બાંધી થોડું જમવું તે. (શ્રાવકોમાં)

**અતરાપતરી, અ૦** ઓચીંતું; એકદમ; અકસ્માત.

**અદા, સ્ત્રી૦** (+) અદાવત; દુશ્મનાઈ. "ફૂલાણો તો મારા ઉપર બહુ અદા રાખે છે."

**અદાપ, પુ૦** કોઈ ભારે દુઃખથી-નિર્ધનપણાથી-દરદથી જે ખરાબ સ્થિતિ થવી તે; બુરાહાલ. "આ નમાયાંના અદાપ મારાથી જોયા નહિ જાય!"

**અધડુકું, વિ૦** નિરાધાર; એઠીંગણ વિનાનું; હાલે ચાલે તેવું; ડગડગે એવું. ૨ ગાંડ માંઝ્યા વિનાનું. ( બેસવું )•

**અધવારૂં, ન૦** (+) થોડી મુદત પોતાને ગામ અને થોડી મુદત બીજે ગામ ઘર રાખીને રહેવું તે.

**અધોટીઉં, ન૦** અર્ધી કોઠી. શેલડી પીલીને તેના રસની અર્ધી કોઠી કાઢવી તેને **'અધોટીઉં કાઢયું'** કહે છે.

**અધોડું, ન૦** મુએલું ઢોર ચમાર લેઈ જાય તેના બદલામાં તેની માલિકને જે ચામડું મળે તે.

**અધોલોક, પુ૦ [સં. અધ:=નીચે+લોક ]** પૃથ્વીની નીચે રહેનાર લોક. [ પાતાળના લોક.]

**અનગળ, વિ૦** અનર્ગળ. "એના ઘરમાં અનગળ માલ ભર્યો છે!"

**અનંગળ, વિ૦ [સં. અનર્ગળ. અન્=નહિ+અર્ગલં=ઉલાળો. બંધપડે નહિ તેવું; અટકે નહિ તેવું.]** પુષ્કળ; અપાર; અ-

ત્યંત "આ એપે તો હું ઘણું કમાયો, ભર્યા અનંગળ માલ"
( અંબાજીની સ્તુતિ )

**અનામ, વિ૦** સારૂં; બેશ; ભલું. "રસોઈ અનામ થઇ છે!"

**અન્યે કે પન્યે, અ૦ [ બીજાની પાસે કે પોતે કરી આપવુંજ ]** ગમે તેમ કરીને પણ કરી આપવુંજ એવા અર્થમાં. "મારૂં કામ અન્યે કે પન્યે કરવું પડશે."

**અપકાય, સ્ત્રી૦ [અપ=પાણી+કાય]** પાણીના જીવ. (શ્રાવકોમાં)

**અપટ, પુ૦ (+)** દરરોજ; હમેશાં; ચલ્લુ; સદૈવ. પ્રતિદીન; હરદમ; લાગટ. "તું અપટ મારે ઘેર આવજે."

**અપલ્યા, વિ૦** કમજોર. "આ રાંડ અપલ્યા ક્યાંથી આવી?" ( આ શબ્દ માત્ર સ્ત્રીઓનેજ લગાડવામાં આવેછે.)

**અપાય સ્ત્રી૦** દુ:ખ; ફાંદો; ફાંગડો. "હિંદુઓ બાળલગ્ન કરી પોતાનાં છોકરાંને અપાયમાં નાખેછે."

**અબુલો ઢબુલો, પુ૦** એ એક નદી કે તળાવમાં ડુબકી મારવાની રમત છે તે આ પ્રમાણે રમે છે:—જેટલા છોકરા રમનાર હોય, તેમાંથી એક છોકરો હાથમાં ઈંટાળો લેઇ કહે છે કે:— "અબુલો કે ઢબુલો?" એટલે બીજા છોકરાઓ કહેછે કે;—"જ્યાં પડે ત્યાં વેડો. "પછી તે ઇંટાળો પાણીમાં ફેંકેછે. તેને લેવા બધા છોકરાઓ જાયછે; જેના હાથમાં તે આવે, તે ફરીથી એ પ્રમાણે નાખેછે. ( ઝાલાવાડમાં—શામળિયો કે શેઢો?— જ્યાં પડે ત્યાં વેઢો. એ પ્રમાણે બોલેછે.)

**અબોખે, અ૦** અભાવે. કોઈ ચીજ ખાવાપર ઘણો અભાવ થાયછે, ત્યારે તે ચીજ અબોખે પડી કહેવાયછે.

**અભ્યાખાન, ન૦** કુડું આળ; ખોટું તોહોમત. ( શ્રાવકોનું ૧૩ મું પાપસ્થાનક.)

**અરજોળ, અ૦** લબડતું; રખડતું; અધવચ્ચ. "એ કામતો હજુ અરજોળ છે"

**અરદાશ, સ્ત્રી૦** અરજ; વિનતિ.

**અલધાર, પુ૦** વેગોગ; વલો. "એનો તો લાંબો અલધાર છે." ૨ સ્ત્રી૦; હાર; પંક્તિ; ઓળ. "ગાડાંની અલધાર ચાલી."

**અલ્લા એક બદામ, અ૦** છેક નિર્ધનતા કે કમજોરપણું બતાવનાર શબ્દ. "એતો જૂગટું રમીને અલ્લાએકબંદામ થઈ ગયો છે!" "એનામાંતો અલ્લા એક બદામે નથી!"

**અલાયચી, સ્ત્રી૦** સુતરસાળથી ઊંચી ડાંગર.

**અલીલખ, વિ૦ [સં. અતિલક્ષ.]** અત્યંત; પુશ્કળ. "મેળામાં અલીલખ માણસ ભરાયાં છે!"

**અલોલ વલોલ, વિ૦ [સં અતુલ્યવિતુલ્ય]** અત્યંત; પુશ્કળ; અપાર. "નદીએ અલોલ વલોલ પાણી છે!" "એને અલોલ વલોલ મંદવાડ છે!"

**અલંગે બલંગે, અ૦** છલતો કાંઠો કે અત્યંતપણું બતાવનાર શબ્દ, ઓળે છોળે. એના ઘરમાં પૈસો અલંગે બલંગે છે!"

**અવજોગ, પુ૦ [સં. અવયોગ. અવ=નઠારો+યોગ=વખત.]** ખરાબ વખત; કમૂરત.

**અવનિત, વિ૦** કોઇનો વનો—સેવા ચાકરી કરે નહિ તેવો. "અવનિત ચેલો."

**અવલેહ, પુ૦ [સં. અવ+લીહ્=ચાટવું.]** કોઈ ઔષધાદિ ચીજને ખાંડી–વાટી–કોઇ પ્રવાહી પદાર્થમાં મેળવી, આંગળીવતી ચટાય તેવું કરવું તે; ચાટણું. "કુષ્માંડાવલેહ." ( ગોળી અને અવલેહ ૧ વર્ષ પછી ઉપયોગ વિનાનાં થાય છે. ( અમૃતસાગર. )

**અવળચવળ, વિ૦** આડું અવળું; વગર વિચાર્યું; ખોટું. "આમ અવળચવળ શું બોલોછો ?"

**અવાણ, ન૦** ચાલ; હીંડછા. ૨ ચાલચલગત; ગુણ.

**અવાણવું, ક્રિ૦** હાકી જોવું; નાણી જોવું. "એ બળદ હું અવાણી જોઇને લેઇશ." ૨ તપાસી જોવું; પરીક્ષા કરવી.

**અવેર, પુ૦** વિવેકથી ઉપયોગ કરવો. "એણે કમાઇ તો જાણ્યું છે પણ એ નાણાનો કોઇ અવેર કરનાર નથી."

**અવેરવું, ક્રિ૦** અવેર કરવો.

**અવેળી, સ્ત્રી૦** ઘઉંના લોટને લૂગડે ચાળી, ઘીમાં શેકી, અંદર સાકરનું પાણી નાખી, ચટાય તેવું કરેલું તે. ( એ ઘણા ઉ-

પચ્ચાસ કરનારને પારણાના દિવસે પ્રથમ ચટાડે છે. )

**અસ્કર૦, અં૦** છેવટ; આખરે; અંતે. "અસ્કર આમજ કર્યું કે?"

**અષ્ટગંધ, ન૦** કસ્તુરી, ભીમસેનબરાસ, કેશર, દેવકપુર, ગોરૂં ચંદન, રતાંજળી, સુખડ, હીંગળોક, એ આઠ ચીજોનું મિશ્રં. તેનાથી ભોજપત્ર ઉપર જંત્ર લખેછે.

**અષ્ટમપષ્ટમ, અ૦** આડુંઅવળું. "એને અષ્ટમપષ્ટમ સમજાવીને. રૂપીઆ લેઇ આવ."

**અહૂમો, પુ૦** ઉતાપો; અજંપો. "તાવનો-બળિયાનો અહૂમો બહુ છે."

**અળછી, સ્ત્રી૦ [અ=નહિ+લછ=લક્ષ્મી]** નિર્ધનતા, લાછથીઉલટું.

## આ.

**આકડીઉં, ન૦** આકડાનું ફૂળ; આકાડોડી. ( એને મરેઠીમાં રૂઈ ફૂળ, અને સંસ્કૃતમાં રવિ ફૂળ કહેછે. એમાંથી ધોળું ને સુંવાળું રૂ નીકળે છે તેને તુર-તુળ કહેછે. )

**આગાર, પુ૦** (+) છૂટ; મોકળ. "મારે એ ચીજ ખાવાનો આગાર નથી." ( શ્રાવકોમાં )

**આગોતરૂં, વિ૦** અગાઉનું; આગળનું. "આગોતરૂં વાવેતર."

**આઘડું, વિ૦** આઘું; દૂર. કોઈ માણસ નઠારો હોય તેના વિષે કહેવાય છે કે;-"ગયો હોય ત્યાંથી આઘડો જજે!"

**આછણલુછણ, ન૦** નવરાવવા-ધોવરાવવા-લૂગડાંલત્તાં પહેરાવવા વગેરેમાં ઘણી તજવીજ કરવી તે; ઉપરની ટાપટીપ-શોભા. "છોકરાને એની મા આછણ લુછણ કરેછે!"

**આછર, ન૦** ગધાડા ઉપર ગુણ નાખવા પ્રથમ ગોદડી પાથરી તેના ઉપર જે ગાદલાં મૂકે છે તે; ખાશિયું. ૨ પુ૦ પહેરવેસ; પોશાક. "તમે આજ આછર કેમ બદલ્યો છે?"

**આઠણું, ન૦** પાન્ય મૂકતાં-દોરી વણતાં જે સોટીવતે વળ દેવાય છે તે. ( એ ઘણું કરીને ભીંડીના છોડનું કરેછે. )

**આડખીલ, સ્ત્રી૦** આડી; રોકણું; ખાળણું. "નવી વહુને સાસુની બહુ આડખીલ છે."

**આડબંધ, પુ૦** ખાખી બાવા લાકડાને ગોળ વાળી કેડે ઘાલેછે તે.

( તે ઘણું કરીને રક્તપીતી કે માલકાંકણીના લાકડાનો બનેછે. )

**આદે, અ૦** (+) થાક્યા છીએ–હાર્યા છીએ એમ બતાવનાર શબ્દ; તોબા પોકારવી.

**આધાપલીત, વિ૦ [અર્દ્ધપલીત=અર્ધભૂત.]** અર્ધું ગાંડું–ઘહેલું કતરઝોડ; દાધારંગું.

**આભાલાડુ, પુ૦** અતિશય ફાયદો. "આમાં તેં શા આભાલાડુ દીઠાછે?"

**આમન્યા, સ્રી૦ [સં.]** મર્યાદા

**આરતિયું, વિ૦** ( + ) આરત–ગરજવાળું; ગરજુ; દરકારવાળું; સ્પૃહાવાળું. "આરતિયું ને આંધળું બરોબર." ( કહેવત )

**આરોતારો, પુ૦** એક જાતનાં હાથ એક લાંબાં કરવાળી જેવાં તરણાં ( ઘાસ. ) એની ટોપલીઓ વગેરે ગુંથે છે.

**આરંભી, વિ૦** સરસ; ઉત્તમ. "એ કેરી બહુ આરંભી છે !"

**આલીઝણા, સ્રી૦** ચિંતા; ફિકર; અફસોસ; ઉચાટ. ( ઝાલાવાડમાં )

**આલોચ, પુ૦** લોચના; જંખના; દુ:ખને લીધે ચેન પડે નહિ તે.

**આવચીબાવચી, સ્રી૦** એક જાતનો છોડ તથા તેનાં બી. છોડ તુળશીના છોડ જેવો ને સુગંધમય હોય છે. અને બી રાઈ જેવડાં પણ લાંબાં ને કાળાં હોય છે; તેને તુકમરીઆં કહે છે. આને બાવચી (બાકુચી) પણ કહેછે.

**આવદાની, સ્રી૦** આવક; પેદાશ; ઉપજ.

**આવલાં, ન૦** કોસ, વરત ઈત્યાદિ કૂવામાંથી પાણી ખેંચવાનો ચામડાનો સામાન.

**આસંધ સ્રી૦ [ સં. અશ્વગન્ધા. ]** એક જાતની ગરમ અને ધાતુપુષ્ટ વનસ્પતિ.

**આળાલુંબો, પુ૦** સંસારની આશા–તૃષ્ણા; આશાએ ને આશાએ કામ કરવું તે.

**આળી, સ્રી૦** સોનીનું અંગીઠું (સગડી) મૂકવાની ઓટલીમાં જે લાંબો ગોખલો હોયછે તે. ૨ **વિ૦** વાળી. "લોહીઆળી." ૩ જરા અડવાથી દુખાય એવી દરદ વાળી ઘસાયેલી કે કોહેલી શરીરની જગા. "આળી ચામડી." ૪ લીલી; ભીનાસ વાળી.

**આળુ ઓઢવું**, એ ગામના સિમાડાની તકરારમાં એક જણને આળું ચામડું ઓઢાડી સિમાડે લઈ જતા, તે જ્યાં સુધી જાય ત્યાં સુધી તેના ગામનો સિમાડો મુકરર કરવામાં આવતો તે ઉપરથી ( લાક્ષણિક અર્થમાં ) બદલામી લેવી; ખોટું કામ કર્યાનું માથે લેવું.

**આળોવણ, ન૦** કરેલું પાપ કર્મ નિષ્ફળ થવા જે વ્રત લેવું તે; માફીવ્રત; ક્ષમાવ્રત. ( શ્રાવકોમાં )

## ઈ.

**ઈલા, સ્ત્રી૦** (+) ઘણું હેરાન કરવું; તોબા. **ઇલા ઈલા**—તોબા તોબા "આ છોકરાં તો ઈલા ઈલા પોકરાવે છે."

**ઇસ્કામત, સ્ત્રી૦** માલ મિલ્કત.

**ઇહુકો, પુ૦** ઇહા.

**ઇહા, સ્ત્રી૦** હિજરાવાપણું; મનમાં ને મનમાં બળ્યાં કરવું; ઇહકો; અફ્સોસ. "જે થનાર હતું તે થયું હવે ઇહા કરી જવાદો." "મા વગર છોકરૂં ઇહા કરેછે!"

**ઈંદ્રિજોત, પુ૦** ઈંદ્રિજવનું ઝાડ.

## ઉ—ઊ.

**ઉકાંટો, પુ૦** (+) કમકમી; કંપારો; મુંજારો. "ઓસડને જોઈ મને ઉકાંટો આવે છે."

**ઉખરડા, પુ૦** સરવાળા નામનું ઘાસ. જેને નાનાં છોકરાં કૂતરી કરીને કહે છે તે. ( તેના છોડની ટોચે બે આંગળ લાંબું કણસું આવે છે. તે જો લૂગડાં ઉપર નાખ્યું હોય તો વળગી જાયછે. એને સૂકાયા પછી ખાંડી તેમાં ખાંડ ભેળવી ફાકવાથી પરમિયો મટે છે. વળી તેનાં પાંદડાંનો રસ કાઢી દાદરે ચોપડ્યાથી દાદર મટે છે. )

**ઉખાયણા, અ૦** ખાટલા વિના જમીનપર સૂઇ રહેવું તે.

**ઉચવવું, ક્રિ૦** આપવું. ( વેપારીનો સંકેત. ) "એને પાંચ રૂપીઆ ઉચવો."

**ઉચાકર, અ૦** નોકરી પરથી રજા મળવી તે; બરતરફ.

**ઉચેરા, પુ૦** અવાવરૂ ઘરમાં લીંપણનું ઉખડીજવું. ૨ અનાજ ઔષધાદિ ચીજ ઉતરી જઇ બાચકા બાઝે તે. ('ઉચેરા વળ્યા' કહેવાય છે. )

**ઉછેર, પુ૦** ઉછેરવાપણું; મોટા કરવાપણું, પાળન. "આ ગોલો મારા હાથના ઉછેરનો છે."

**ઉજમાળ, વિ૦** (+) [ ઉજમ=હર્ષ+આળ=વાળું ] હર્ષિત; રાજી. "તવ નારી ઉજમાળ થઈ રેહાં" ( ગિરધરની ઢાળો. )

**ઊણવું ,ક્રિ૦** ત્રાક ઉપરથી સૂતરના કોકડાને કાળકા ઉપર વીંટવું.

**ઉતર્યુંપાતર્યું, વિ૦** ઘણીવાર વાપરી બીન ઉપયોગનું કરેલું તે; ઉતરેલું. "ઉતર્યું પાતર્યું વસ્ત્ર."

**ઉતળકો, પુ૦** શેલડી ઘઉં વગેરેમાં થતો એક રોગ. ( એથી છોડ સૂકાઈ જાયછે. )

**ઉતળો, વિ૦** છિદ્રો, ઉંડો નહિ તે. "ગામ વચ્ચે કૂવો તે કોઇ કહે ઉંડો ને કોઇ કહે ઉતળો." ( કહેવત. )

**ઉતારત, વિ૦** અમસ્થી; સહેજસાજ. "ઉતારતવાત."

**ઉંદરીયું, ન૦** ઉંદર ઝાલવાનું પાંજરૂં; ઉંદરવાઈ. ૨ પાણી જવાના ઢાળિયામાં છિદ્રો પડેછે તે. ૩ ઉંદરનું ઘર—દર. ૪ દાંત વતી કરડીને કોઈ વસ્તુ કાપવી તેને પણ 'ઉંદરિયું કર્યું' કહે છે.

**ઉંધાચલું, વિ૦** ઉંધું ચાલનારૂં.

**ઉપછટ, સ્રી૦** ઘણીછત. "એના ઘરમાં નાણાની ઉપછટ છે."

**ઉપરવટ, અ૦** ઉલટું; વિરૂદ્ધ; મરજી ઉપરાંત. "છોકરાંએ માબાંપના ઉપરવટ થવું—ચાલવું નહિ" ૨ **વિ૦** ચડે એવું; સરસ. "પીત્રાઇથી ઉપરવટ જમણ કર્યું."

**ઉપરવટણો, પુ૦** ખલ ઉપર વાટવાનો પથ્થર.

**ઉપાડ, પુ૦** ઉપાડવું તે; કોઈને ત્યાં લેવડદેવડ રાખવી તે. ગ્રાહકી. "તમારે કોનો ઉપાડછે?" ૨ અનાજ, વનસ્પતિનો ઉગાવો. "તમારા ખેતરમાં બાજરીનો ઉપાડ કેવો છે?"

**ઉપાશણુ, ન૦** ઉશ્કેરણી. "આજ ગામ જવાનું ઉપાશણુ મેં કર્યુંછે."

**ઊબ, સ્રી૦** ડમાક; દાડ; ઉપરનો હોળ. "પુંજી ઘટી ને ઊબ વધી."

૨ સાંઠા લાકડાં વગેરે સળગાવી હાથમાં ઝાલી અજવાળું કરવું તે. "રાતે ઊભ કરીને પગેરૂં કાઢયું" ૩ પૂગ.

**ઉંબરો, પુ૦** (+) [ **સં. ઉદુંબર** ] ગુલરાંનું ઝાડ; ગુલરો; ઉમેડો. એને અંજીર જેવાં ફળ આવે છે.

**ઉંબેલો, અ૦** વૃદ્ધિશંકા અને લઘુશંકા કરતાં–બાળક જન્મતાં દુખવાથી જે આંચકા ખાવા–મારવા તે. "મરડાના ઉંબેલા આવે છે" "ભેંસ ઉંબેલા ખાય છે."

**ઊભ, સ્ત્રી૦** ખેતરને ઉભું ભરવું તે. "ઊભ અને આડ." ૨ **વિ૦** ઉભો; પાંસરો. "આ ઊભ રસ્તે ચાલ્યા જાઓ."

**ઉમરખ, પુ૦** ઉલટ; હર્ષ; ઉમંગ; હોંશ; ખુશી. "એને પરણવાનો બહુ ઉમરખ છે."

**ઉમાલી, વિ૦** ઉમદા; સફરી; પૈસો ઝટ ખરચે એવો. [માણુસ–જીવ–સ્વભાવ. ]

**ઉરવા, પુ૦** બે આબરૂ; અપકિર્ત્તિ; કવારી. "તારો ગામમાં ઉરવા બહુ પડ્યો છે."

**ઉલક, સ્ત્રી૦** ઉલટી.

**ઉલેચ–ચો, પુ૦** ચંદરવો. "ઉલેચા બાંધ્યારે કે અતિ મખમલના." ( કાવ્યદોહન. ) ૨ **ક્રિ૦** બહારકાઢ–કાઢો. "કૂવામાંથી પાણી ઉલેચો."

# એ.

**એકલા, વિ૦** અગિયાર. ( વેપારીનો સંકેત. ) ૨ એકના એકજ. "તમે એકલા જાઓ હું તો નહિ આવું."

**એકાસણું, ન૦** [ **એક+અશન=જમવું** ] આખા દિવસમાં એક ટાણું ખાવું તે, ( શ્રાવકોમાં )

**એકુન, અ૦** કુલ; એકંદર; જુમલે. "બે રૂપીઆ જાર લેવા, ને બે રૂપીઆ બાજરી લેવા એકુન ૩૪)"

**એકાંતર, પુ૦** [ **એક+અંતર.** ] એક દિવસનો આંતરો મૂકીને ઉપવાસ કરવા તે. ( લાગટ નહીં )

**એણું, વિ૦ [ સં. ઉન. ઉપરથી ઊણુંને પછી એણું. ]** દુઝણા વગરનું; જ્યારે કોઈના ઘેર દુઝણું ન હોય ત્યારે કહે છે કે;— "ઓણુતો એને એણું છે."

**એરમડી, સ્ત્રી૦** ચણી બોરડીને મળતું પણ તેનાથી કાંઇક મોટું ઝાડ.

**એરમડું, ન૦** એરમડીનું ફળ. એ ચણીબોરથી કાંઇક નાનું ને ખટમડું હોય છે.

**એશી મીંડાંમાંથી એક લેવાની રીત**—પ્રથમ કાગળ ઉપર આવું

क ख

| | | | |
|---|---|---|---|
| o o o o o | o o o o o | o o o o o | o o o o o |
| o o o o o | o o × o o | o o o o o | o o o o o |
| o o o o o | o o o o o | o o o o o | o o o o o |
| o o o o o | o o o o o | o o o o o | o o o o o |

(ब)

द न

ચિત્ર કાઢી એક માણસ હાથમાં લેછે; તેને સિધ કહેછે. અને ધારેલું મીડું કહી આપનારને સાધક કહેછે. સિધ સાધક બંને સંપેલા હોય છે. સાધક કોઈ માણસને કહેછે કે;—તમે આમાંનું મીંડું મનમાં ધારો તે હું કહી આપું. પછી સાધકના કહેવાથી સિધને મળીને તે એક મીંડું મનમાં ધારેછે. તે, સાધક જોયા વગર કહી આપેછે, તેથી જોનારને આશ્ચર્ય લાગે છે; તેની રીત નીચે મુજબ.

આખા ચિત્રનાં ચાર ગામ કલ્પ્યાં છે; તેમાં ચિત્રનો ઉપરનો ડાબા હાથ તરફનો ¼ ભાગ તે **क** નું ગામ, ઉપરનો જમણા હાથ તરફનો ¼ ભાગ તે **ख** નું ગામ, કની નીચેનો ¼ ભાગ તે **द** નું ગામ, અને ખની નીચેનો ¼ ભાગ તે **न** નું ગામ.

દરેક ગામમાં ચચ્ચાર ઘરછે. ઉપરનું ડાબા હાથ તરફનું ઘર **क** નું, ઉપરનું જમણા હાથ તરફનું ઘર **ख** નું, નીચેનું ડાબા હાથ તરફનું ઘર **द** નું અને નીચેનું જમણા હાથ તરફનું ઘર **न** નું.

વળી દરેક ઘરમાં પાંચ પાંચ મીંડાંછે. વાવ્યકોણનું **क** નું, ઈશાનકોણનું **ख** નું, નૈરૂત્યકોણનું **द** નું, અગ્નિકોણનું **न** નું, અને વચ-

લું ( મધ્યનું ) ब નું. હવે સિધ, સાધકને બોલીને સમજાવે છે તે સંકેતઃ—ક્યાંછે=क. ખોટુંછે=ख. દેખાડો=द. નથી દીઠું=न. બતાવો=ब.

સિધ પ્રથમેં બોલે તે ગામ સમજવું; બીજીવાર બોલે તે ઘર સમજવું અને ત્રીજીવાર બોલે તે ધારેલું મીંડું સમજવું. જેમકે;— સાધક કહેછે મેં દીઠુંછે. સિધ કહેછે—**ક્યાંછે!** સાધક કહેછે—દીઠું છે. સિધ કહેછે—**નથીદીઠું.** સાધક કહેછે—દીઠુંછે. સિધ કહેછે—**બતાવો.** **ખુલાસોઃ**—**ક્યાંછે** એટલે क ના ગામમાં, **નથીદીઠું** એટલે न ના ઘરમાં અને **બતાવો** એટલે વચલું મીંડું. આ ચિન્હમાં જ્યાં (×) આવું ચિન્હ મૂક્યુંછે તે. વળી એક બીજી રીતછે તે નીચે પ્રમાણે. આ જોવાની

| અલેક ૧ | લોચન ૨ | ત્રિભૂવન ૩ | વેદ ૪ | પાંડવ ૫ | નારણ ૬ | સમુદ્ર ૭ | પર્વત ૮ | નાગ ૯ | અવતાર. ૧૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | × | ૦ | ૦ | ૦ | ૦ |

રીત સેહેલી છે. આમાં પણ ઉપરની પેઠે સિધસાધક બંને જોઈએ. **જોવાનીરીતઃ**—સિધ બોલેછે કે;—"અલેક ઘેરથી ઉપની, નારણ ઘેર મુકામ; પર્વત ઘેર વાસો વસે, તો લીલાવંતી નામ." **ખુલાસોઃ**— "અલેક ઘેરથી" એ પદ પૂર્ણાર્થે છે. "નારણ" એટલે ૬ ઠી લીટી (ઉભી) અને "પર્વતઘેર." એટલે તેનું આઠમું મીંડું, આ ચિત્રમાં જ્યાં (×) આવું ચિન્હ મૂક્યુંછે તે. ( ૧૦૦ મીંડાં મૂકવાં જોઈએ પણ ૮૦ ની રીત પ્રસિદ્ધછે. વળી કોઇક તો રૂદ્ર=૧૧, મેઘ=૧૨, તિલક ૧૩, રત્ન ૧૪, તિથિ=૧૫, કળા=૧૬, વિકળા=૧૭ વનસ્પતિ ૧૮, મઢી ૧૯, વિક્રમ ૨૦ એ પ્રમાણે મથાળાં વધારીને ૪૦૦ સૂધી મીંડાં માંડે છે. )

**એસરવું**, ક્રિ૦ [ સૃ=જવું ] ભેજ લાગવાથી મીઠું, ખાંડ, વગેરેમાં પાણી થાય તે; એલરી જવું.

## ઐ.

**ઐડ**, વિ૦ [ આડાઉપરથી. ] કોઇનું કહ્યું ન માને એવો; આડો; ઉંધો. "આ ઐડ માણસનું મારાથી પૂરૂં નહિ થાય."

## ઓ.

**ઓધાવું**, ક્રિ૦ અમુઝાવું. "છોકરૂં એકલું ઘરમાં ઓધાય છે."
**ઓછીઆં**, ન૦ લાડ. "એ બાઇ છોકરાને ઓછીઆં બહુ કરેછે."
**ઓઝંપો**, પુ૦ શરમ; લાજ; સંખાવો. "મને ત્યાં એકલાં જતાં ઓઝંપો આવેછે."
**ઓડ્ય**, સ્ત્રી૦ ડોક.
**ઓડવું**, ન૦ કરપટીના ઝાડનું ફળ; કરપટું. ( એનું શાક તથા અથાણું થાયછે. )
**ઓડવું**, ક્રિ૦ (+) આડાં ફરી વળીને રોકવું; ખાળવું.
**ઓતળવું**, ક્રિ૦ ગુમ થવું. "આ ભેંસનાં બે વેતર ઓતળ્યાં છે." ૨ વીસરી જવું; ભૂલી જવું. "હું હમણાં સરત ઓતળી ગયોછું."
**ઓતાર**, પુ૦ ધ્રુજાટ. "માતાનો ઓતાર."
**ઓદે**, અ૦ મદદે; આશ્રયે; આગળ. "એ આજ કેદમાં પડે તેમ હતું પણ સત્ય ઓદે આવ્યું."
**ઓધ**, સ્ત્રી૦ કુળ; વંશ; વેલો; ઓધવાડો; પેઢી; પરીવાર. "એ તો બધાં ઓધે ઉતર્યા."–"એની ઓધજ એવી છે." ૨ ન૦ [સં.] ઔ; ઔલું; અડણ.
**ઓપટી**, સ્ત્રી૦ [સં. આપત્તિ=દુઃખ. ] જરૂરિયાત; અગત્ય. "મારે રૂપીઆની બહુ ઓપટી છે." ૨ સ્ત્રીનું રજસ્વળા થવું; અટકાવ; કવશ; ઋતુશ્રાવ. "રળિયાત વહુને ઓપટીજ આવતી નથી."

**ઓભા, સ્ત્રી૦** દુઃખ; પીડા; અમુઝણ. "શોભા એટલી ઓભા." (કહેવત.)

**ઓભાવું, ક્રિ૦** દુઃખી થવું; અમુઝાવું સલવાવું.

**ઓર, પુ૦** ( + ) પાંહ ; છોડના ફરતી માટી ચઢાવવી તે.

**ઓરવવું, ક્રિ૦** ચોમાસામાં ખેતર નહિ ખેડાયાથી, તે કઠણ થઈ જવાથી તેને પાણી પાઈને ખેડવું તે.

**ઓ઼લાહો, પુ૦** તાપ ન લાગે માટે માથા ઉપર છાંયડો કરવો તે. "ઉનાળાના દિવસમાં ઢોરને ઓ઼લાહો જોઈએ."

**ઓ઼લોદોલો, વિ૦** ભોળો; નિષ્કપટી; કોઇને છેતરવાને અશક્ત.

**ઓ઼ળેછો઼ળે, વિ૦** પુષ્કળ; અપાર. "એ તો પૈસો ઓ઼ળેછો઼ળે વાપરે છે."

## ઔ.

**ઔલું, ન૦ [સં. ઓઘ. ઉપરથી ઔ ને પછી ઔલું ]** ઔ; અડણુ શબ્દ જુઓ.

## અં.

**અંકાંભક્ષ, સ્ત્રી૦** એ એક જાતની હાર જીતની રમત છે તે આ પ્રમાણે રમે છે:—

પ્રથમ જમીનપર

```
        ——
        ——   |
    0   ——   |
        ——
        ——
```

આવા ચાર દાવ (આંકા) કાઢેછે; તેમાં એક લીટીને અંકાં, બે લીટીઓને દુઓ. ત્રણ લીટીઓને તરિયો ને ગોળાકૃતિને ભક્ષ—ભખ કહેછે. પછી ચાર જણ રમવા બેસે છે. તેમાંથી એકજણ મૂઠીમાં કાચકાં, લકટીઓ કે પૈસા વગેરે લેઇ ચિત્રની અંદર મૂઠી મૂકેછે, અને બાકીના ત્રણજણ ઉપરના ચિત્રમાંથી ત્રણ આંકા ઉપર પોતાની સરત મૂકેછે અને એક આંકો ખાલી રાખે છે, તે મૂઠી કાઢનારને "આપ્યો."

એમ કહેછે. પછી તેની મૂઠી ઉઘડાવીને અંદરનાં નંગગણેછે. જો ચાર ચાર ગણતાં ( એ રકમને ચારે ભાગતાં) એક વધે તો અંકાં ઉપર દાવ મૂકનાર, મૂઠી કાઢનાર પાસે સરત જેટલી રકમ માગે; બે વધે તો દુઆ ઉપર મૂકનાર માગે; ત્રણ વધે તો તરિયા ઉપર મૂકનાર અને કાંઈ ન વધે તો ભક્ષ—ભખ ઉ-પર મૂકનાર માગે. અને જે આંકા ઉપર રકમ મૂકી નથી એટલે જે આંકો મૂઠી કાઢનારને આપ્યો છે, તેટલી રકમ નીકળે તો મૂઠી કાઢનાર ત્રણે આંકા ઉપર મૂકેલી રકમો લેઈ જાય. ( રમતાં જે જીતે તે મૂઠી કાઢે છે. વારાફરતી નહિ. )

**અંડી, સ્ત્રી૦** અણુચી શબ્દ જુઓ.

**અંતરવાસો, પુ૦** વિવાહાદિ સુભ કામમાં ગણપત્યાદિનું પૂજન કરતાં લાલ પાઘડી વગેરેનો છેડો કાઢી કોટે નાખેછે તે. ( તેને 'અંતરવાસો' કર્યો કહે છે. )

**અંતેપુર, ન૦ [ સં. અંતઃપુર. ]** સ્ત્રીઓને બેસવા-ઉઠવા-સૂવાની ઈલાયદી જગા; જનાનખાનું.

**અંધારપછેડો, પુ૦** એ એક જાતની રમત છે તે આ પ્રમાણે રમે છેઃ—જેટલા છોકરા રમનાર હોય તેમાંથી સરખી સંખ્યાનાં બે પક્ષ પડેછે. અને તે દરેક પક્ષમાંથી અકેક એટલે બે આ-ગેવાનો બની, તેઓ ઉભા રહી, તેમની વચમાં એક લૂગડાનો અપારદર્શક પડદો તાણી, પોત પોતાના પક્ષને તેના ઓઠે બેસારે છે. ( એક આણી તરફ અને એક પેલી તરફ. ) પછી બંને આગેવાનો પોત પોતાના પક્ષમાંથી અકેકો છોકરો બોલા-વી પડદાની પાસે ઉભો રાખેછે; અને એક છોકરાને સામા ઉભેલા છોકરાનું નામ દેવાનું એટલે ઓળખવાનું કહેછે. જો તે ઓળખે તો સામા પક્ષનો છોકરો તેના ( ઓળખનારના ) પક્ષમાં જાય અને ન ઓળખેતો તે સામા પક્ષમાં જાય. એવી રીતે વારાફરતી એક પક્ષના તમામ છોકરાઓ કને સામા પક્ષ-ના છોકરાઓ ઓળખાવી રહ્યા પછી બીજા પક્ષના છોકરા-ઓ કને પણ વારાફરતી ઓળખાવરાવેછે, એટલે રમત પૂરી

થાયછે. એને **ઢાલપછેડા** પણ કહેછે. અંધાર પછેડો ઓડવો કાંઈ ન સૂજવું; સૂનકાર થવું. ૨ અદૃશ્ય થવું, કોઈ ન દેખે તેમ થવું. "વિક્રમરાજા અંધાર પછેડો ઓઢી નગરચરચા જોવા નીકળતા." **અંધાર પછેડો ઓઢાડવો**)–તેનેજ દેખવું; તેનું (ઓઢાડનારનું) જ કહ્યું માનવું. "ફૂલાણે તો એને અંધાર પછેડો ઓઢાડયો છે."

## આં.

**આંકણ**, **સ્ત્રી**૦ અનાજ ઉપણતાં મોં આગળ સારો ભાગ લાવવાની ક્રિયા. એવી ક્રિયાથી કાઢેલા અનાજને આંકણનું અનાજ કહેછે. " આ જાર આંકણની છે."

**આંકહ**, સ્ત્રી૦ [ **સં. અંકુશઉપરથી** ] દાબ; અટકાવ; બંધન. "માબાપે છોકરાંને આંકહમાં રાખવાં."

**આંગડી**, સ્ત્રી૦ [ **સં. અંગ ઉપરથી** ] નાનાં છોકરાંને પહેરવાનું અંગરખું.

**આંગમણ**, **સ્ત્રી**૦ આય; કૌવત; શક્તિ, જોર. "તાવ આવ્યાથી શરીરમાં આંગમણ નથી."

**આંગમવું**, **ક્રિ**૦ માથે લેવું. "એણે તો મોત આંગમીને કામ કર્યુંછે."

**આંટ**, **સ્ત્રી**૦ ( + ) હાથની તર્જની કે મધ્યમા આંગળીના જે ઠેકાણાથી લખોટા ઝાલીને ફેંકાયછે તથા કલમ ઝાલીને લખાયછે. તે ભાગ. "લખોટા રમી રમીને–લખી લખીને મારી આંટ દુખવા આવી." ૨ અટકળ; આશરો. ૩ શાખ; શાહુકારી.

**આંટવું**, **ક્રિ**૦ તાકવું; એક ચીજને બીજી ચીજથી ધારીને વગાડવું. (ભમરડા લકટીઓની રમતમાં) ૨ અટકળવું; આશરો કરવો. ૩ વધવું; ચઢવું. "આ પુસ્તક પેલા પુસ્તકને આંટે એવું છે."

**આંટીઘુંટી**, **સ્ત્રી**૦ [ **આંટીને ઘુંટી બંને એકજ અર્થમાં છે.** ] ઘુંચઘુંચવણ. "આ દોરડાને આંટીઓ ઘુંટીઓ પડીછે." ૨ કૂડકપટ. "આંટીને ઘુંટીતો હું નવિ જાણતી."

**આંતો**, **પુ**૦ બેસેરી વણેલી દોરી, જેમાં ઉમેળીને ત્રીજી સેર મેળ-

વવામાં આવેછે તે. જે ઉએળેછે તેને આંતો ને મેળવેછે તેને તાંતો કહેછે. "આંતો ને તાંતો મેળવો, તેની રાશ ભગાવો." (ગાણું)

**આંબચુ, ન૦** એક જાતના ઝાડનું ખાટું ફળ; કોકમ. એ ખટાશ. દાખલ દાળ શાકમાં વપરાયછે. અને આંબલીની પરહેજીમાં પણ તે ખવાયછે.

**આંબીલો, પુ૦** આંબલીનો ઠળિયો; કચુકો.

**આંબો લેવો**–ફરતા ભમરડાને દોરી વતી ઉંચો ઉછાળીને ઝીલી લેવો તે.

## ક.

**કખા (સા) ય, સ્ત્રી૦** ( + ) ક્રોધ, લોભ, મોહ, માન, એ ચારમાંનું દરેક. (શ્રાવકોમાં) ૨ **પુ૦ [ સં. કષાય ]** ઉકાળો.

**કજા, સ્ત્રી૦** ( + ) કળા; હીકમત; હુન્નર. ૨ નુકસાન.

**કટાશણું, ન૦** જૈન ધર્મી લોકો પરમેશ્વરનું ભજન કરતાં જે પથરણું પાથરેછે તે.

**કઠ્ઠો, વિ૦** ભારે; જબરો; વસમો; ખરેખરો. "એ તો મારો કઠ્ઠો દુશ્માન છે."

**કઠવો, પુ૦** ( + ) કૂવામાં પડખેથી રેતી આવતી હોય તે અટકાવવાને લાકડાના પાટીઆનું માણસપૂર ઉંચું ગોળ ચક્ર. કૂવામાં ઉતારેછે તે. કઠવા લોઢાના પણ કરાય છે.

**કઠિયો, પુ૦** પૈસો. ( સંકેતાર્થે )

**કડિયાકોટ, પુ૦** એ એક મોઈ ડંડાની રમત છે તે આ પ્રમાણે રમેછે:—જેટલા છોકરા રમનાર હોય તેમાંથી બરોબરનાં બે પક્ષ પડેછે. પ્રથમ એક પક્ષમાંથી એક છોકરો ગબીથી દા કરેછે; પછી બીજો છોકરો જ્યાં પહેલાની મોઈ પડી હોય ત્યાંથી, ત્રીજો બીજાની પડી હોય ત્યાંથી, એવી રીતે એક પક્ષના તમામ છોકરા દા કરી રહ્યા પછી એજ રીતે બીજા પક્ષના પણ તમામ છોકરા દા કરેછે. બંને પક્ષમાંથી જેની મોઈ આઘી પડી હોય તે દાવ લેછે અને બીજા પક્ષવાળા આપે છે.—એટલે એક છોકરો "કડી મડીના કડિયા કોટ—કોટ

—કોટ—કોટ" એમ જ્યાં દા લેનારની મોઈ પડી હોય ત્યાંથી.. એક સ્વાસે બોલતો બોલતો આવેછે. એમ એના ત્રણ સ્વાસ પૂરા થાય એટલે બીજો છોકરો એ પ્રમાણે દાવ આપે છે. એમ છેવટ ગમી સૂધી દાવ આપેછે એટલે રમત પૂરી થાયછે.

**કતરઝોડ, વિ૦** આધાપલીત શબ્દ જુઓ. ૨ ઘણું આડું માણસ.

**કતરાંસ, પુ૦** આંખરોષ; ઝેર; દ્વેષ. "મારે એનાથી હમણાં કતરાંસ થયોછે." ૨ વાંકાપણું; ચેડ. "એ ઘરમાં કતરાંસ વધારેછે."

**કથોલ, સ્ત્રી૦** કઘાટ; કમોખ.

**કથોલું, વિ૦** કઘાટું; કમોખું; લાગ વિનાનું.

**કદાઘરો, પુ૦ [ સં. કદાગૃહ ]** ટંટો; બખેડો; કજીઓ.

**કપડમટ્ટી, સ્ત્રી૦ [ કપડ=લૂગડું+મટ્ટી=માટી ]** કોઇ ઔષધાદિ ચીજને ભઠ્ઠીમાં પકવવા સારૂ તેને કોઇ ઠીકરાના વાસણમાં ભરી, તેનું મોં ઢાંકણીથી ઢાંકી, ઉપર લૂગડું વીંટી, માટી ચોપડે તે "કપડમટ્ટી કરી" કહેવાય છે. ( મુલતાની માટી, ખડી અને ગુગળ, એ ત્રણે સમ ભાગે લેઈ, પાણીમાં વાટી, કાને ચોપડવાથી કપડમટ્ટી મજબૂત થાય છે. )

**કપાસી, સ્ત્રી૦** (+) શેલડીમાં થતો એક રોગ. એથી શેલડી પોચી પડેછે. ૨ પુ૦ કપાસ વેચનારની અટક.

**કપોળું કાઢવું**—કપાળ ઉપરના વાળ ⋃ આવી રીતે અસ્ત્રા વતી કાઢી નાખવા તે. ( આખા માથાના નહિ ) એ કપોળુ નાનાં છોકરાં કઢાવેછે; અને મોટા માણસો એ પ્રમાણે વાળ ચીપિયાવતી ખેંચી કઢાવેછે તેને "ખુંટી તાણી" કહેછે.

**કફા, વિ૦** નારાજ; નાખુશ. "મારા ઉપર શેઠ કફા થયાછે." "શેઠની કફા મરજી છે."

**કફાત, સ્ત્રી૦** ભુંડો બનાવ.

**કબાડું, વિ૦** નબળું; નઠારૂં. ( કબાડું કામ. )

**કમણવું, ક્રિ૦ [ કમન ઉપરથી ]** કચવાવું; દુખાવું. "તમારૂં મન કમણતું હોય તો કહેજો બીજા રૂપીઆ આપીશ."

**કમાચણ, સ્ત્રી૦ [ કમ=ઓછું+આચરણ. ]** ગુણકા; પાતર. "ત્રણ દરવાજાની કમાચણો"

**કમાડું, ન૦** [ સં. કપાટ ઉપરથી કમાડ ને પછી કમાડું ] ખેતરમાં દરેક ક્યારે પાણી જવા સારૂ જે દરેક ક્યારાની પાળ તોડવા બાંધવામાં આવેછે તે.

**કમૂળ, વિ૦** નબળો; નઠારો; કુળને હીણપત લગાડે એવો. "આ કમૂળ ક્યાંથી જાગ્યો ?"

**કરકર, સ્ત્રી૦** કણીઓ; કરચો; ઝીણી કાંકરી. "બાજરીમાં કરકર બહુછે." ૨ (લાક્ષણિકમાં) ઝેર; દ્વેષ; ઈર્ષા; ખાર. "એને જોઈ મારી આંખમાં કરકર ભરાણી છે."

**કરકાટક, ન૦** જોશીઓનું જન્મોતરી વગેરેમાં ગોળાકૃતિ પાડવાનું ઓજાર.

**કરપ, પુ૦** દોર; દમામ; બીક; ધાસ્તી.

**કરપટું, ન૦** ઓડવું શબ્દ જુઓ.

**કરાખી, સ્ત્રી૦** કાપડામાંનો કાખ–બગલ ઢાંકવાનો ભાગ; કાખનુ ઢાંકણ.

**કરીઆવર, પુ૦** સ્ત્રીઓને આણું વળતાં પિયરથી જે લૂગડાં–ઘરેણું વગેરે કરેછે તે; રીતભાત.

**કરૂવરૂ, અ૦** બહુ વઢવઢ કરવું તે; બહુ કહે કહે કરવું. "ઘરનાં બધાં મને કરૂવરૂ કરેછે."

**કરૈઆં, ન૦** છાપરાના ઢાળ ઉતારવા સારૂ બંને કરા ઉપર /\ આવું ચડ ઉતર ચણતર ચણવામાં આવેછે તે. "કડીઓ કરૈઆંનો રૂપીઓ એક માગેછે."

**કરોચ, પુ૦** કૂકડો. "કરોચ જવલા ચરી ગયોજી, હોરી વળ્યા તે સાધ." (શ્રાવકોમાં)

**કલ્ક, પુ૦** સૂકું અથવા લીલું અથવા પલાળેલું ઔષધ લેઇ પથરા ઉપર વાટેલું તે.

**કલંબો, પુ૦** એક ઔષધી.

**કવરાવવું, ક્રિ૦** કાયર કરવું; હેરાન કરવું; દુઃખી કરવું.

**કવશ, સ્ત્રી૦** ઓપટી; અટકાવ; ઋતુશ્રાવ, "રળિયાત વહુને કવશ આવતી નથી."

**કવારી, સ્ત્રી૦** ઉરવા શબ્દ જુઓ.

**કસ્ટો, સ્ત્રી૦ [કષ્ટ=દુઃખ વેઠીને પણ આપવું માટે.]** લેણ-દારના લેણાના પેટે દેવાની જે અમુક અમુક મુદતે ઠરાવેલી રકમો આપવી તે; કાંધાં; હફ્તા.

**કશાલો, પુ૦** ભીડ. "ઘરમાં કામનો કશાલો બહુ પડે છે."

**કસવું, ક્રિ૦ (+)** ત્રાજવાના પલ્લાનું ઉંચું જવું. "કસવું અને નમવું."

**કસાકસ-સી, સ્ત્રી૦** સામી બાકરી બાંધી વઢવું તે; ચડસા ચડસી. "અમસ્થી કસાકસી કરવી જવા દ્યો."

**કસ્તુરીઓ બાંટ, પુ૦** એ નામનો કસ્તુરીના જેવી સુગંધ વાળો છોડ. "એ વા ઉપર બહુ કામ આવેછે."

**કસોજુ, વિ૦** જેમાં રજ-કસ્તર પડયું હોય તેવું; એક ચીજમાં બીજી ચીજ ભળી હોય તેવું; ભેળશેળ થયેલું. (ધાન્ય વગેરે) ૨ (લાક્ષણિકમાં) કડવું; આકરૂં; સામાને રીસ ચઢે એવું. "આવું કસોજું બોલવું નહિ." "તારી જીભ કસોજી છે."

**કસોજણ, ન૦** કસોજી ચીજને ઝાટકતાં જે કચરો-અગદો વગેરે નીકળે તે; ઝટકામણ; ઝાટકણ.

**કળપવું, ક્રિ૦ (+)** ખપવું; ઉપયોગમાં આવવું. "મારે કંદમૂળ કળપતું નથી." (શ્રાવકોમાં)

**કાઉસ્સગ, પુ૦** જૈન મતના લોકો ઉભા કે બેઠા રહીને બે હાથની હાથેળીઓ ઉપરા ઉપરી ચત્તી નાખીને તેમાં એક સરતથી જોઇ રહી પરમેશ્વરનું ધ્યાન ધરેછે તે. "કાઉસ્સગ ધ્યાને રેહેનેમી રાજુલ નિહાળી, ચિતડું લોભાણું તેની વારરે; દીવરીઆ મુનીવર ધ્યાનમાં રહેજો," (કાવ્યદોહન)

**કાકમ, પુ૦** શેલડીના રસને ઉકાળતાં ગોળ થવાની તૈયારીમાં જે રસ ભરી લેછે તે. (એના શિયાળામાં ઠરીને ગાંગડા બાઝેછે. એ બહુ ગરમ છે. એ બળદને પાત્રામાં તથા માણસના ખાવામાં આવેછે.)

**કાખોલાઈ, સ્ત્રી૦** બામલી; બામણી; કાખ બલાઈ. "હાથના એક દેશમાં, અથવા પછવાડાના એક ભાગમાં, અથવા ખાંધના

એક ભાગમાં પીડા સહિત પિત્તના કોપથી કાળો ફોલ્લો થાયછે તે. અને કોઇ એક અસ્ત્રાના દોષથી કાખમાં ફોલ્લા થાય છે તેને પણ કાખોલાઈ કહેછે." (અમૃત સાગર.)

**કાગસું, ન૦** ગાડાનો ઉંટડા ઉપરનો-જે ઠેકાણે ધુંસરૂં બંધાય છે તે ભાગ.

**કાજો, પુ૦** પુંજો; કસ્તર. "ઉપાસરામાંથી કાજો કાઢો."

**કાતર, સ્ત્રી૦** (+) લાકડાનો હાથ ડોઢ હાથનો વાંકો વળેલો કડકો, જેને છોલીને આઘો ફેંકાય તેવો કરેલો તે. ૨ કુંડીમાંના ભમરડાને તાકયા-વાગ્યા વગર ભમરડો વાંકો (કતરાતો કતરાતો) ફરે તે.

**કાતરો, પુ૦** (+) એક જાતનો જીવડો. તે અનાજના પાકવા આવેલા કણુસલામાં પડેછે.

**કાતળી, સ્ત્રી૦** (+) વાંસ, શેલડી વગેરેનો બે ગાંઠોની વચ્ચેનો કડકો.

**કાથ, પુ૦** આય; શક્તિ; કૌવત; દૈવત; નૂર; પાણી; તેજ. "આ માણસમાં-લૂગડામાં કશોએ કાથ નથી."

**કામસ, સ્ત્રી૦** શેલડીનો રસ, ગોળ, ખાંડ, વગેરે ઉકાળતાં ઉપર જે મેલ આવેછે તે. (શેલડીના રસની કામસને ઉકાળીને તેનો શીરો પાડેછે, તે ગડાકુ કરવામાં તથા ઢોરને પાવાના કામમાં આવે છે.)

**કાયનાત, સ્ત્રી૦** કિંમત; વિસાત. "એમાં તે શી કાયનાત છે?"

**કાયલી, વિ૦ [અ]** માંદું; આજારી.

**કારીપારી, સ્ત્રી૦** આઘુંપાછું-વત્તું ઓછું બોલવું તે; કૂડકપટ, "એ બિચારાને કશી કારીપારી આવડતી નથી."

**કાલવૈ જવું, ક્રિ૦** દેવતા ઉપર રાખ વળી ઓલવાઈ જવું.

**કાવ, પુ૦** કામ; મતલબ. "એને સમજાવીને કાવ કાઢીસે."

**કાવશ, અ૦ [ કાંઇ વસ્તુ]** કાંઈપણ; જરાપણ. "એના ઘરમાં કાવશ નથી."

**કાશ, સ્ત્રી૦** (+) લપ; લપો; બલા; ડખો; ગરબડ. "આ કાશ આંહીથી કાઢ્યા વિના ચેન નહિ પડે."

**કાશળ, ન૦** (+) [**સં.**] મૃળ.

**કાસિયું, ન૦** નદી કિનારે કે પાણીમાં થતો વેલો. (તે જારના સાંઠા જેવું ગળ્યું હોયછે.)

**કાસંદ્રો, પુ૦ [સં. કાસ=ખાંસી+મર્દ=મટાડનાર.]** એ નામનો પું-વાડીઆના છોડ જેવો પણ તેનાથી મોટો છોડ. (તેનાં બી ગવારના જેવાં ને ચપટાં હોયછે). ભરૂચ તરફ એને સમદર-સેણ કહેછે. આંખો દુખવા આવી હોય તો એનાં પાંદડાં બાફી કે વાટીને બાંધવાથી આરામ થાયછે.

**કાહ્યું, વિ૦ [આ. કાઇલ ઉપરથી કાયરને પછી કાહ્યું]** હેરાન; દુ:ખી "કાહ્યું કોશના ખમે." (ડામ)

**કાળ કરવો**—મરી જવું. "સાધુએ કાળ કર્યો." (શ્રાવકોમાં)

**કાળવેરી, વિ૦** કાળા રંગની. (ભેંસ વગેરે)

**કાળોતરી, સ્રી૦ [સં૦ કાળપત્રી]** કોઇ મરી ગયાની ખબરનો કા-ગળ; મેલો.

**કિલામના, સ્રી૦** પીડા; દુ:ખ. (શ્રાવકોમાં)

**કુકડદમ, ન૦** તરકટ; નરદમ જુઠું.

**કુચિઓ** (કુછીઓ), **પુ૦ [સં. કુચ ઉપરથી]** કાપડાનો કુચ–સ્તન ઢાંકવામાં આવેછે તે ભાગ.

**કુંડીદા, પુ૦** એ એક ભમરડાની રમત છે તે આ પ્રમાણે રમેછે:—પ્રથમ જમીનપર એક કુંડી ( ગોળાકૃતિ ) કાઢીને તેની અં-દર એક ઠીકરૂં મૂકેછે. પછી જેટલા છોકરા રમનાર હોય તેઓ પોતાના ભમરડા ફેરવી તેને આંટે–તાકે છે. જે કુંડી બહાર ઠીકરૂં કાઢે તે દાવ લેછે, અને બાકીના છોકરાઓના માથે દાવ આવેછે; એટલે તેઓ પોતપોતાના ભમરડા કુંડીમાં મૂ-કેછે. પછી દાવ લેનાર છોકરો તેને તાકેછે. જેઓના ભમરડા તાકતાં બહાર નીકળે તેને માથેથી દાવ ઉતરે છે. અને તેઓ પણ કુંડીમાંના ભમરડાને તાકેછે એમ તાકતાં છેવટ એક ભમરડો કુંડીમાં રાખેછે. એ ભમરડો કુંડી બહાર નીકળે પણ બકાતું (કબુલ) કરાતું નથી. કદાપી તાકતાં કોઈ ભૂલે તો તેનો ફરતો ભમરડો દાવ આપનાર જાળી એટલે દોરી વતી

ઉંચો ઉછાળીને ઝીલી લેછે, તેને **આંબો લેવો** કહે છે. એવી રીતે જેના ભમરડાનો આંબો લેવાય તેનો ભમરડો કુંડીમાં મૂકે છે. વળી ફેરવતાં જેનો ભમરડો ફરે નહિં તેને ઢફ્-ઢબ કહેછે; અને તેનો ભમરડો પણ કુંડીમાં મૂકે છે, પણ જો કુંડીમાંના ભમરડાને વાગીને પછી ન ફરે તો તે અંદર મૂકાય નહિ. વળી જેનો ભમરડો વાગ્યા વગર આઘો જઈને સિદ્ધો ફરે નહિ તેને **કાતર** કહેછે. એવી રીતે જેની ત્રણ કાતરો થાય તેનો ભમરડો પણ અંદર મૂકેછે. એકથી વધારે ભમરડા કુંડીમાં ભરાય એટલે પ્રથમની પેઠે જેનો ભમરડો તાકતાં બહાર નીકળે તેને માથેથી દાવ ઉતરે છે; પણ જેનો ભમરડો ઘણી મુદતથી અંદર હોય તેને પ્રથમ કાઢવો પડે છે. "કોહોવાતીને કાઢો, નહિતો બેટા માંહી પડો"—એમ જેનો ભમરડો કુંડીમાં સહુની પહેલાં હોય તે બોલ્યાં કરેછે. અને જો તેને ન કાઢતાં સરત ભૂલથી બીજાને કાઢે તો કાઢનારને પોતાનો ભમરડો કુંડીમાં મૂકવો પડે છે, ને કોહોવાતીને માથેથી દાવ ઉતરે છે. એમ જ્યાં સૂધી રમવું હોય ત્યાં સૂધી રમે છે.

**કુડાંતરો, પુ૦ [ સં. કુડ્યાંતર. કુડ્ય=ખપેડો+અંતર=આંતરો. ]** કામડાંની ટટ્ટીનો આંતરો. "શિયળવંતને કુડાંતરે રહેવું નહીં, જેમ અગ્નિ પાસે લાખ મૂકયે ઓગળી જાય તે દષ્ટાંતે." (શિયળની જે નવ વાડો કહેવાય છે તેમાંની આ પાંચમી)

**કૂતરો પુ૦** ( + ) એક તસુ લાંબો અને આખા દિલે વાળ વાળો જીવડો. તે અનાજના ઉગતા રોપાને કરડી ખાય છે.

**કૂતરીઆં વાગડીઆં, ન૦** કૂતરાની પેઠે સહેજ વાસ્તે બાઝતા ફરવું તે.

**કુંવવો, પુ૦** ડાંગરના છોડને કાપીને કરેલો ઢગલો.

**કુન, વિ૦** નવ. ( વેપારીનો સંકેત )

**કુંવાસી, સ્ત્રી૦** કુંવારકા; પરણ્યા વગરની દીકરી.

**કુંહું, ન૦ [સં. કુક્ષિ ઉપરથી કુખ ને પછી કુંહું]** પાંસળાંની નીચેની પેટની ડાબી જમણી બંને બાજુઓમાંની દરેક; પેટનાં બંને પાસામાંનું દરેક. "આજ ભેંસનાં કુંહાં ખૂબ તણાયાં છે."

૨ ફડચો; ડુંખ. "હજુ તો શેલડીને નવાં કુણાં આવેછે."

**કેકાણ,** પું० ( + ) ઘોડો; હય.

**કેહેવાળ,** પું० ફડાતાંળ જડતાં માંડવીમાં પાટડી ઉપર જે બીજી એ ચિત્રેલી પાટલીઓ મૂકવામાં આવેછે તેમાંની છેલ્લી.

**કોટડાં,** ન० ઘરનાં કરા પછીત. "છાપરૂં પડી ગયું પણ કોટડાં ઉભાં છે."

**કોઠલી,** સ્ત્રી० નદીમાં કે પાણી વાળી (થોડું ખોદતાં પાણી નીકળે તેવી ) જમીનમાં ખાડો-વેરો ખોદી, તેમાં રેત ન ભરાય માટે અંદર તુવેરની સાંઠીઓ વગેરે ઘાલી કરેલો કૂવો. (તેને ઝાલાવાડમાં ડાબરૂ કહે છે. )

**કોયડો,** પું० ( + ) પુરૂષનું હાથની તર્જની આંગળીએ પહેરવાનું ઘરેણું. તેને ચાર વીંટીઓ હોયછે, તે ભેગી કરી પહેરે-છે. તેના ઉપર આવી રીતે નવ (૯) ફૂદડીઓ હોય છે. તે વીંટીઓ ભેગી કરી પહેરવામાં ઘુંચવણ રહેલી છે, માટે તેને કોયડો કહેછે.

**કોરડું,** વિ० (+) પલાળ્યું પલળે નહિ તથા રાંધ્યું ચઢે નહિ તેવું. ( ધાન્ય ) કઠણ; ગાંગડું. "ઉનાં આંધણ ઉકળે, માંહી કોરડું ન ભીંજેરે; કઠણ હૈયાનાં માનવી, પલાળ્યાં ન પલળેરે. કાયા તે વાડી કારમી."

**કોશતારો,** પું० કોશની પેઠે પાણીમાં ઝટ બૂડી જાય તેવો માણસ; જેને બીલકુલ તરતાં આવડતું નથી તે.

**કોંશીયો,** પું० (+) એ નામનું કાબરથી મોટું ને કાળું જનાવર. એની પૂછડી એનાથી મોટી હોય છે.

**કોષ્ટ,** સ્ત્રી० ઉપલેટ; એક ઔષધી.

**કોળી,** સ્ત્રી० કલ્લો.

**કોળીઉં,** ન० કોળ પકડવાની લાકડાની પેટી. ૨ કોળનું ઘર-દર.

**કોળીડું,** ન० બાળકને પોઢવાનું ખોયું પોહોળું રાખવા સારૂ, ઘોડીઆના પાંગરે ભરવેલા લાકડાના હાથ એકના લાંબા બે ડંડા-માંનો દરેક; ડોયણું. ( ઝાલાવાડમાં )

**કંડ, પુ૰** ગાડાના પૈડાના પુંઠીઆના આકારે ( ⌒ ) આવી કૂવો ચણવાની પકવેલી ઇંટો.

**કંદોરાબંધ, વિ૰** કંદોરો પહેરનાર. (દીકરો) (ગામડામાં કાનામાત્ર શીખેલા નહિ હોવાથી 'દીકરો કે દીકરી' એ બરાબર સમજા-વવા માટે દીકરાને "કંદોરાબંધ" અને દીકરીને "ચુંદડી ઓ-ઢનારી" એમ છોકરૂં સાંપડ્યાની ખબરના કાગળમાં લખેછે.) "સુંદર વહુને કંદોરાબંધ દીકરો અવતર્યો છે."

**કાંગણિયું, ન૰** એક જાતનું કાળું સુતરાઉ લૂગડું.

**કાંઠું, ન૰** મઠ, મગ વગેરે કઠોળનું પાનું; પાંદડી; ગોતર.

**કાંધું, ન૰** ધસારાનું ચાઠું. ૨ હપતો. કબ્ટો શબ્દ જુઓ.

## ખ.

**ખડુ, ન૰** મુસલમાન લોકો પેશાબ કર્યા પછી, પેશાબ ટપકી લૂગડું અશુદ્ધ ન થાય માટે સુંથણામાં જે ઠીકરૂં–ઢેફું રાખેછે તે.

**ખણખોતર, સ્ત્રી૰** ખાંખાંખોળાં; જ્યાં ત્યાં ખોળ ખોળ કરવું તે.

**ખણસાવું, ક્રિ૰** દાઝે બળવું; વહેમાવું. "મારા ઉપર તો એ ખણ-સાયોને ખણસાયો રહેછે."

**ખતરવટ, સ્ત્રી૰ [ક્ષત્રિયવટ]** ક્ષત્રિપણું

**ખતરાં, ન૰** અડચણ; હરકત; આફત. "દેશાવરમાં બહુ ખતરાં નડશે". ૨ ખોડ; ભૂલ; ચૂક; છિદ્ર; મર્મ. "એતો મારાં ખતરાં ખોળે છે." [એ બહુ વચનમાં બોલાય છે.]

**ખરવડ, સ્ત્રી૰** ઝાડની છાલ ઉપરનો સૂકાએલો ભાગ. (પીંપળાની ખરવડની રાખ ચાંદી ઉપર ભભરાવવાથી ચાંદી મટેછે અને આં-બલીની ખરવડની રાખ બાવા શરીરે ચોળે છે તથા ચૂનામાં નખાય છે.)

**ખરવા, પુ૰** ઢોરમાં આવતો એક રોગ. એથી પગની ખરીઓમાં જીવડા પડેછે, તેથી હીંડાતું નથી. એ રોગ મટાડવા ઢોરને ઉની રેતમાં ઉભું રાખેછે.

**ખરવાણ-(ન), વિ૰** કઠણ; દુઃખ–આપત્તિ આવ્યા છતાં ડરે નહિ એવું. "એ ડોસો તો બહુ ખરવાણ છે."

**ખરેરી, સ્ત્રી૰** કોઇ ચીકણો પદાર્થ કે સોપારી વગેરે ખાવાથી ગળામાં ડચુરો ભરાય છે તે. તેથી ગળામાં બોલતાં છોલાય છે તથા સ્વર ખોખરો નીકળે છે.

**ખમાવવું, ક્રિ૦ [સં. ક્ષમા ઉપરથી]** ક્ષમા માગવી; માફી માગવી. જૈન માર્ગીમાં-જૈરાં પર્યુસણ ઉતર્યાના બીજે દિવસે એક બીજાને ઘેર ખમાવવા જાયછે. તેઓ એક બીજાની હાથેળીઓ ભેગી કરી આ પ્રમાણે બોલેછેઃ—"બાર માસ, ચોવીશ પક્ષ, અડતાલીશ આદિત્યવાર, ત્રણુસેં ને સાઠ દિવસ, બોલ્યું ચાલ્યું માફ કરજો." એમ કહી નાનું, મોટાને પગે પડેછે. આથી ઘણા દિવસના અબોલા હોય તે પણ ભાગેછે.

**ખમાસણું, ન૦** ખમાવવાનું કામ. શ્રાવકોમાં વહુ, સાસુને બેસતા વરસને દહાડે ખમાવીને કેટલાક રૂપીઆ આપેછે તેને **'ખમાસણું કર્યું'** કહેછે.

**ખલી, સ્ત્રી૦** ખીસકોલી.

**ખસ, સ્ત્રી૦** (+) સુગંધી વાળો; વીરણનો વાળો; એના પંખા તથા ટટ્ટીઓ થાયછે, "ખસની ટટ્ટીમાં ખસનાજ પંખાથી વા કરે તો દાહજ્વર દૂર થાય." (અમૃતસાગર)

**ખસલું, ન૦** ઘાસનું પાનું.

**ખસરવું, ક્રિ૦** ખેતરમાં વાવેતર કર્યા પછી, દંતાળી વતી સરખું કરી કયારા પારા કરવા તે. ૨ લાકડામાં ખસરીઆ વતી આંકા પાડવા તે; ખસર પાડવા.

**ખસરીઓ, પુ૦** લાકડામાં ખસર કાઢવાનું—આંકા પાડવાનું સુતારનું ઓજાર.

**ખાટખટુમડો, પુ૦** એક જાતનો વેલો. એનાં ફળ કાળાં ચણીબોર જેવડાં થાયછે.

**ખાટખટુમડું, ન૦** ખાટખટુમડાનું ફળ. એ બોર જેવડું ને સ્વાદે બહુ ખાટું હોયછે. તેના રસનાં છોડીઓ હાથે ટપકાં પાડેછે.

**ખાધાગળો, પુ૦** ખાઉકણુપણું.

**ખામું, ન૦** (+) ફાટેલા ઘાઘરાને ઢીંચણ આગળથી દેવાનું લૂગડું. (માથાના ઘસારાથી સાલ્લો ફાટે ત્યાં માથાવટી, અને ઢીંચણના ઘસારાથી ઘાઘરો ફાટે ત્યાં ખામું દેવું કહેવાય છે.). ૨ પાણીઆરા ઉપર અથવા ખાળની કોરપર પાણીનું વાસણ

મૂકવા સારૂ જે આછો ખાડો કરેલો તે; ખામણું. ૩ ઝાડની આગળ પાછળ જે છાછરો ક્યારો તે. ૪ ઘાટ; મોખ. "આ ખેતર તો ખામાનું છે."

**ખારોડ, વિ૦** ખારવાળી (જમીન).

**ખાસિયું ન૦** આછર શબ્દનો પહેલો અર્થ જુઓ.

**ખીલારખું, વિ૦** એકને એકજ ખીલે બાંધવાથી દોવા દે તેવું. (ઢોર) "મારી ભેંસ ખીલારખુંછે." ૨ જે ઢોર માર્ગમાં જતાં આવતાં મારતું ન હોય, પણ ખીલે બાંધ્યું હોય ત્યારે (જાણે ખીલાનું રક્ષણ કરતું હોય તેમ) ત્યાં થઈને જતાં આવતાં કોઇને માથું મારે તેવું.

**ખુબાંફોડ, ન૦** એક જાતનું પક્ષી. "તે કાલુવાં અને બીજાં છીપો ઉઘાડીને, તેઓ માંહેના જંતુઓ ઉપર પોતાની આજીવિકા કરે છે; તેની ચાંચ લાંબી મોટી ફાચર સરખી હોય છે. (સૃષ્ટિ પ્રાપ્ય ઈશ્વરજ્ઞાન.)

**ખુશાર, સ્ત્રી૦** ચીબરી. "હુંતો ગામમાં ડાબી ખુશારે પેઠોછું"—એટલે ગામમાં પેસતાં તે ડાબી ઉતરે તો સારી, અને ગામ જતાં જમણી ઉતરે તો સારી- (લૌકિકમાં)

**ખેંતારવું, ક્રિ૦** દોડવું; નાસવું.

**ખેપટ, સ્ત્રી૦** રજ; રજોટી; ધૂળ.

**ખેરો, પુ૦** (+) ચોખાના લેટને પાણીમાં રાંધી, અંદર મીઠું ને જીરૂં નાખી, વડીઓની પેઠે મૂકી કરેલો પદાર્થ. એ તેલમાં તળીને ખવાય છે.

**ખેવના, સ્ત્રી૦** ટેવ, આદત. ૨ કાળજી.

**ખૈડ, સ્ત્રી૦** ખેતરમાં અનાજને પાણી ન પાવું તે; સૂકાવા દેવું તે. **ખૈડ વાળવી**=પાણી પાવું. [**ખૈડ ઉપરથી ખૈડિયું શબ્દ થયો છે.**] ૨ દોરડીને વળ ચઢાવવાનું લાકડાના બે કડકા ઉભા ઘાલી, તેને બે કડકા આડા બાંધી, અંદર લાટ ઘાલી, કરેલું ઓજાર. ૩. પુ૦ શરીરના કોઈ દુઃખવાળા ભાગ ઉપર દવાનો લેપ કરવો

તે; કોઈ વાસણમાં કાંઈ પ્રવાહી વસ્તુ ભરી હોય તે વસ્તુ કાઢી લીધા પછી તેમાંથી થોડી ઘણી ચોટી રહે તે **ખેડ** કહેવાય છે.

**ખો, સ્ત્રી૦** (+) અદાવત. અદા શબ્દ જુઓ. "મારા ઉપર એ બહુ ખો રાખેછે."

**ખો, પુ૦** વંશ; મૂળ. "વાયે ઝાડનો ખો કાઢી નાખ્યો!"

**ખોખરી, સ્ત્રી૦** (+) ડાંગર. (વેપારીનો સંકેત.)

**ખોટારો પુ૦** ઇંટાળો; ઇંટનો કડકો; પોપૈયો. ૨ દેવતાનો તણખો.

**ખોલ, સ્ત્રી૦** (+) કાળબૂટ સંગાથે જોડામાં ઘાલવાની લાકડાની ચીપ. ૨ ખાલ; ચામડી; ત્વચા. "હાથની ખોલ ઉખડી ગઈ."

**ખોલો, પુ૦** ગર્ધવ; ગધેડો. ખોલી—ગધેડી.

**ખંધોલું, ન૦ [સં. સ્કંધ ઉપરથી]** બળદને કાંધ પડવા સારૂ ખાંધે △ આવું ત્રિકોણાકાર લાકડું ભરવેછે તે; હણહોલું.

**ખંધોલો, પુ૦ [સં. સ્કંધ ઉપરથી ખાંધ, ને પછી ખંધોલો.]** ડોકની આજુ બાજુનો જે ભાગ તે; ખાંધ.

**ખંપાળી, સ્ત્રી૦** કાલાં વગેરે ઘસરડી લાવવાનું, લાકડાનું ૫–૬ દાંતા વાળું ખેતીના કામનું ઓજાર; દંતાળી; પંજેટી. (ઝાલાવાડમાં)

**ખાંખણ, ન૦** (+) વરખડીનાં ફળ– વરખડીઆંનું તેલ; વરખડિયું. એનાં દહીંની પેઠે ખડબાં બંધાય છે. એ દીવે બાળવામાં તથા વા ઉપર ચોળવાના કામમાં આવેછે.

**ખાંખણી, સ્ત્રી** રજ; જરા; થોડું; કરચ. "આમાંથી હું તને એક ખાંખણીએ આપનાર નથી."

**ખાંખરોટવું, ક્રિ૦** થોડું થોડું ચોપડવું. "રોટલો ઘીથી ખાંખરોટીને ખાવા આપજે."

## ગ.

**ગચ, અ૦** પસંદ; માફક. "એ તમાકુ મને ગચ આવતી નથી."

**ગચન, વિ૦** મસ્ત. "ખાઇ પીને ગચન થઇ રહ્યો છે."

**ગઢુચી, સ્ત્રી૦** એક જાતના વેલા. એના વેલા અને પાંદડાં, ગળો (ગડુચી) ના વેલા જેવાં હોયછે; પણ વેલા જરા રાતાશ પર હોયછે.

**ગડારો, પુ૦** શેલડીનું બી તપી ન જાય માટે તે ભરવાને ખોદેલો

ખાડા. ૨ ગાડી, ગાડાના પૈડાના બે ચીલા વચેની જગો. ૩ ઢોરના આગલા પગથી તે પાછલા પગ સુધીનો શરીરનો સ-ધળો ભાગ. " આ ભેંસ ગડારે સારી છે."

**ગતેગતું, ન૦ [ગતાગત. ગત=ગયેલું +આગત=આવેલું]** જે-ટલું વાપર્યું છે–ગયુંછે એટલું પાછું આવેતે; ઘરની મૂડી. " આ વેપારમાં મારે મારૂં ગતેગતું થાય એટલે બસછે."

**ગતેઘાલવું, ક્રિ૦** ઠેકાણે કરવું.

**ગધેઇયું, ન૦** એક જાતનું કાળું જીવડું. ( એને પાંચ ઇંદ્રીઓમાંની કાયા, મોં ને નાક એ ત્રણ હોય છે. )

**ગતાગમ, સ્રી૦** સમજણ. "એને કશી વાતની ગતાગમ નથી."

**ગપતાલિયું, ન૦ [ સં. ગુપ્ત ઉપરથી ]** ચોરી.

**ગમણાગમણી, સ્રી૦[સં.ગમનાગમન.ગમન=જવું+આગમન= આવવું.]** મૂળ અર્થ જવું આવવું, પણ ફક્ત 'જવું'એ અર્થમાં વપરાય છે; ઉઠાંતરી; કૂચ. "તમે આંહીથી ગમણાગમણી કરો."

**ગમન, ન૦ (+) [સં]** સ્રી સંગ.

**ગમા, પુ૦ (+)** હાંજા; ગાત્ર; શરીરના સાંધા. "મારા તો તાવથી ગમા નરમ થયા છે."•

**ગમાણ, સ્રી૦** ઢોરના ખીલા આગળ આડું લાકડું મૂકી, જ્યાં ચાર નાખવામાં આવેછે તે જગા.

**ગરગટ, પુ૦** ઠીંગણો પુરૂષ.

**ગરણીજી, સ્રી૦ [ગુરૂણીજી]**જૈનમતના એક ભેદની આરજા–સાધવી.

**ગરો, પુ૦** ગરેડો.

**ગલખોડ, સ્રી૦** ઢોરને બાંધવાના ગાળીએ, અછોડે, મોહોરીએ. મોઇના આકારનો બાલેસો લાકડાનો કડકો; ગલોડી; ગલખોડી.

**ગલધાણી, સ્રી૦** ઘઉંની ધાણીમાં ગોળ નાખી કરેલો પદાર્થ.

**ગલી–ગલીગલી–ગલીપચી, સ્રી૦** શરીરના અવયવો જેવા કે બગ-લો, ગળું, કેડ, પગનાં તળીઆં વગેરેને પંપાળવાથી જે સુ-ધાળું સુંવાળું લાગે તે. ( નાનાં છોકરાંને હસાડવા સારૂં, તેનો હાથ ઝાલી, તેની આગળીઓને—" આ ગાય માની, આ

બાપ આપની, એમ ગણી બતાવી—" ગલીનાં ઘર ક્યાં છે ? ગલીનાં ઘર ક્યાંછે" ? એમ બોલતાં બોલતાં પોતાનો હાથ, તેના હાથ ઉપર ફેરવતાં, તેની બગલમાં જઇને ખંજવાળે છે; એટલે ગલીપચી થવાથી છોકરૂં ખડખડ હસેછે.)

**ગળાચવું**, **ક્રિ૦** ખાવું; જમવું. ( તુચ્છકાર રૂપે. )

**ગળાચવાં**, **ન૦** પૂછેલા પ્રશ્નનો ઉત્તર નહિ સૂઝવાથી, શૂન્ય વિચારમાં પડવું–દિગ્મૂઢ થઈ રહેવું તે. " શાં ગળચવાં ગણેછે ?" ( એબહુ વચનમાંજ બોલાય છે.)

**ગળચિયું**, **ન૦** (+) કોઈને ગળેથી–બોકીથી ઝાલીને ધક્કો મારવો તે. ( ગળચિયું દેવું–મારવું કહેવાય છે.)

**ગાડર**, **સ્રી૦** (+) એક જાતની વનસ્પતિ તથા તેનાં બી. તેનો છોડ તુળશીના છોડ જેવો, અને બી ગોખરૂં જેવાં ને લાંબાં થાય છે. બીને વેહેમી લોકો મંત્રીને આદાશીશી મટવા કાનની કડીમાં ઘાલે છે.

**ગાડલી**, **સ્રી૦** [**આકાશમાં છ તારા ગાડીના આકારે છે માટે.**] રોહીણી નક્ષત્ર. તે ચૈત્ર સૂદ પાંચમની રાત્રિએ પશ્ચિમ તરફ મોં કરીને જુએછે તેની હકીકત નીચે પ્રમાણેઃ—

૧ ચંદ્રમા ( વછિઆંત ) રોહીણીની વાંસે હોય તો સુકાળ, રૂ સોંઘું થાય. ૨ ચંદ્રમા આગળ હોય તો અનાજ મોંઘા થાય, રૂ મોંઘું થાય. ૩ ચંદ્રમા ડાબીકોર હોય તો કાળ પડે. ૪ ચંદ્રમા જમણીકોર હોય તો સુકાળ છે. વળી સપ્તરૂષિ (ઝૂમખું) ગાડલીની વાંસે હોય તો અનાજ મોંઘાં, અને જમણીકોર હેઠળ બહુ હોય તો અનાજ ઘણું સોંઘાં થાય.

**ગામસઈણી**, **સ્રી૦** આખું ગામ જમવા નોતરવું તે.

**ગારીઉં**, **ન૦** (+) ગારો લાવનારૂં માણસ.

**ગાલમસુરીઉં**, **ન૦** ગાલ તળે મૂકવાનું મસરૂનું નાનું ગોળ ઓશીકું

**ગાલમારૂં**, **વિ૦** ગાલ મારનારૂં; બડાઈ હાંકનારૂં; મોટી મોટી વાતો કરનારૂં; ગપાટા હાંકનારૂં; (માણસ.)

**ગીલતાન**, **સ્રિ૦** (+) ફૂડાતાળ જડતાં માંડવીમાં પાટડી ઉપર જે

બીજી બે ચિત્રેલી પાટડીઓ મૂકવામાં આવેછે તેમાંની પહેલી.

**ગુંઓ, પુ૦** (+) એક જાતનો જીવડો. ( એને પાંચ ઈંદ્રીઓમાંની --કાયા, મોં, નાક ને આંખો હોયછે. ) ૨ વિ૦ નાકમાંથી બોલનારો; ગુંગણો. ૩ વિ૦ [ **ફા. ગુંગ** ] બોબડો.

**ગુંજીયું, ન૦** કોઈનું ઘર વગેરે ખાળી મૂકવા સારૂ કોઈ ચીજમાં દેવતા ઘાલી ગોટમોટ કરી મૂકવું તે.

**ગુણુસું, વિ૦** [ **ગુણુશું=છાલકા જેવું.** ] જાડું ને ઠીંગણું.

**ગુમ્મો, પુ૦** હાથની મૂઠી મારવી તે; ગડદો.

**ગુલરો, પુ૦** ઉમેડો. ઉંબરો શબ્દ જુઓ.

**ગૂસેણું, ન૦** [ **ગુ+ઉસેણું.** ] નર્ક વાળવાનું ઠીકરૂં.

**ગોકુળ, ન૦** દસ હજાર ગાયોનું ટોળું. (શ્રાવકોમાં) ૨ જમનાં નદીને કાંઠે એક શહેર છે.

**ગોકળી, સ્ત્રી૦** ગોકળ આઠમ; શ્રાવણ વદી આઠમ. "ગોકળી મૂમત્રી." ( કોળી લોકો બોલેછે. )

**ગોચરી, સ્ત્રી૦** [**ગૌચરી. જેમગાય બધેથી થોડું થોડું ચરેછે તેમ.**] જૈનમતના સાધુનું માગી ખાવું; ભિક્ષાવૃત્તિ.

**ગોટ, પુ૦** બૈરાં તથા છોકરાંને હાથે પહેરવાનું ઘરેણું.

**ગોઠ, સ્ત્રી૦** (+) મિત્રતા; યારી.

**ગોઠીલ, પુ૦** ગોઠીઓ; ભાઇબંધ; મિત્ર.

**ગોમ, સ્ત્રી૦** ઘોડાંની એક ખોડ. આગલા બે પગ નીચે તંગ તળે ભમરી દબાય તે. "ગોમ તજાવે ભોમ." (કહેવત.)

**ગોમટો, પુ૦** દશીની પેઠે ઝીણા પાકા દોરાને ગુંથી લીધેલો હોયછે તે.

**ગોરાંદે, સ્ત્રી૦** [ **સં. ગૌરદેહ.** ] સ્ત્રી; પત્ની. "ગોરાંદે તારા ગુણ કેમ વીસરે, કેમ વીસરે વાલપ ભર્યાવેણ;પ્રીતમલખેપ્યારીને."(દલપતરામ)

**ગોવાતી, પુ૦** ગોવાળ; ગોવાળીઓ.

**ગાંગેરીઉં, ન૦** ખંજન પક્ષી; દીવાળી ઘોડો. એ દેવચકલી જેવું પણ તેનાથી જરા મોટું ને ધોળું હોયછે. એની પૂછડી જે એના જેટલી લાંબી અને ઉભી હોય છે તે વારંવાર હાલ્યાંજ કરેછે. કહેછે કે—ભાદરવા માસમાં એના માથે શિખા ( ચોટલી ) આવે છે એટલે તે અદૃશ્ય થાયછે. ( જૂનાં પુસ્તકોમાં )

ગાંસણ, ન૦ ઘાસનું ગરેલું ઝીણું પાનું. ( એ છાણાં થાપવાના કામમાં તથા લીંપવાના કામમાં આવેછે. )

ગ્રહા, પુ૦ એક જાતનાં જળચર પ્રાણી.

## ઘ.

ઘચુમલો, પુ૦ ભેગું થઈ જવું.

ઘડું, ન૦ ઘડાના આકારની નીચેથી પોહોળી દાણા ભરવાની કોઠી.

ઘડુલો, ઘડુલિયો, પુ૦ ઘડો. ( કવિતામાં )

ઘડોઘાટ, પુ૦ નિકાલ; ફેંસલો; ચૂકાદો.

ઘમકારીઉં, ન૦ ખેતરમાંથી જનાવર નસાડવા સારૂ હાંલ્લાને મોઢે ચામડું બાંધી, તેમાં એક પીંછી આરપાર પરોવી, બુંદા તરફથી ગાંઠ વાળી કરેલું વાજું. (પરોવેલી પીંછીને મોઢા તરફથી બે હાથે ઝાલી, પાણીવાળી કરી, તાણવાથી 'ઘમ ઘમ' બોલેછે માટે ઘમકારીઉં કહેછે. )

ઘરાઉ, વિ૦ ઘરનું; ખાનગી.

ઘરઘરાઉ, વિ૦ પોતાના ઘરનું; પોતાના પદરનું. "લેનાર ન આપે તો જમાનીદાર ઘર ઘરાઉ આપે." (ખતમાં)

ઘરણી, સ્રી૦ નારી; સ્રી; પત્ની.

ઘુસીઉ મધ, ન૦ એક જાતની ઝીણી માખો ઝાડના પોલમાં બનાવે છે તે મધ.

ઘોઘળો, પુ૦ ગળાના હૈડીઆ ઉપરનો ભાગ. "તારો ઘોઘળો ભાગી નાખીશ." ( જે સ્થાનથી ઘ અક્ષર બોલાયછે તે ઘોઘળો, અને જે સ્થાનથી હ અક્ષર બોલાય છે તે હૈડીઓ. )

ઘોડો, પુ૦ (+) પુરૂષનું જમણા હાથની તર્જની આંગળીએ પહેરવાનું ઘરેણું તે \/ આવી રીતે આંગળીની ચારે મેર ત્રિકોણાકારે દેખાયછે. ૨ ચાર પાંખડીનું કાલું. એને ઝાલાવાડમાં રૂપીઓ કહેછે. ૩ રેંટિયા ઉપરની માળ આઘી પાછી ન થાય માટે બે ઢીંગલીઓની વચ્ચે જે ૨-૩ લાંઠા મારેલા હોય છે તેમાંનો હરેક; અઓખું; સરોકું. ૪ ભાગું સંધારતાં તેવાંની હારો સંકડાવાથી એક હારમાં બીજી હાર જોડી દેવી

તે. ઘોડા ગંઠવો—છાની ગોઠવણું કરવી. ઘોડા ચડાવવો—ત્રાજવાના નાથણે વળ ચઢાવી, જેથી વસ્તુ લેવાય અને ઓછું અપાય એવી યુક્તિ કરવી તે.

ઘોડાપૂર, ન૦ ઘણા વેગથી આવતું પાણી. "નદીએ ઘોડાપૂર આવ્યું છે."

ઘોડાળિયું, ન૦ વાંસના ખપાટીઆને છોલીને કરેલી ૭-૮ આંગળ લાંબી ચીપ. તેની અંદર કાપ મૂકી એક ચીપ કાઢેલી હોય છે; તે, ઘોડાળિયાંના બંને છેડે દોરી બાંધી તાણુવાથી હાલેછે. (ખડખડેછે.) તેને બે હોઠની વચમાં રાખીને બોલાવે છે. તે ઝીણા સ્વરથી બોલેછે, પણ તેમાં એક આશ્ચર્યકારક યુક્તિ છે કે તે વગાડનારો કોઈ સંતાડેલી ચીજ, સામા માણસને તે વગાડીને તેની ઈસારતે બતાવી આપેછે.

ઘોંકારીયું, ન૦ કોઈના ઉપર ધુસ્સે થઇને દાંતીઆં કરવાં તે; ધુરકવું.

ઘોડીઆટ, પુ૦ મોભ નમી ન જાય માટે તેની નીચે ટેકો મૂકવા સારૂ આડું લાકડું ઘાલે તે.

ઘોરો, વિ૦ ગંભિર; ઠરેલ; ધીરેખમ, (માણુસ-સ્વભાવ.)

ઘાંટી, સ્ત્રી૦ (+) ઘાત. "મરણની ઘાંટી."

ઘાંયજો, પુ૦ મોરની ચાંલ્લા વગરની છરાથી મોટી પીંછી. ( નાનીને છરા અને મોટીને ઘાંયજો કહેછે.) ૨ હજામ; વાળંદ; નાપીક.

## ચ.

ચક્રવર્તની રિદ્ધિ (ઋદ્ધિ) સ્ત્રી૦ નવનિધાન, ચૌદરત્ન, ચોરાશી લાખ હાથી, ચોરાશી લાખ ઘોડા, છન્નું કરોડ પાયદળ, બત્રીશ હજાર મૂગટ બંધીરાજા, બત્રીસ હજાર સામાનિક રાજા, સોળ હજાર દેવતા (ચાકરી કરે,) ચોસઠ હજાર સ્ત્રીઓ, ત્રણસેંને સાઠ રસોઇઆ, વીસ હજાર સોનાના આગાર (મેહેલ.) (જૈનશાસ્ત્ર.)

ચકો, પુ૦ સરખટ કે જાર બાજરીના સાંઠાની ઝૂડો.

ચચરાં, ન૦ ભાવ-મૂલનું વધવાપણું; આકરાં. "આજકાલ ઘીનાં ચચરાં થયાં છે."

**ચડસ, પુ૦** (+) મમત; હઠ; બોસ.

**ચઢાવો, પુ૦**(+) ચઢાવેલું તે; વધારો; "સાલાને ચઢાવો કરવો છે." ૨ ઉશ્કેરવા પણું.

**ચઢાઉ, વિ૦** જમીનને માફક આવે એવું. "ચઢાઉ પાણીએ ઘઉં જવ સારા પાકેછે." "આ કૂવાનું પાણી ચઢાઉ છે." ૨ ચઢવા-બેસવાલાયક. "વછેરી ચઢાઉ કરી નથી." ૩ સહેજમાં ચઢી-તપી જાય તેવો; રીસાળ (માણસ.) ૪ ઉંચાણું; ઉંચાણમાં છે તે. ૫ સહુથી ચઢે-વધે એવું; સરસ; ઉત્તમ.

**ચણખાર, પુ૦** ચણાના છોડનો ખાર. "મહા મહિનામાં ચણાનું ખેતર હોય તે ઠેકાણે ચણા ઉપર ઝીણું લૂગડું પાછલી ત્રણ ચાર ઘડી રાત રહે ત્યારે ફેરવે. એવી રીતે દીન ૧૫ સુધી ફેરવી, નિત્ય તે લૂગડાને સૂકવે પછી તેને પાણીમાં ધોઈ નાખી એ પાણીને બીજે લૂગડે ગળી કઢાઈમાં નાખી, બાળી ચાસણી સરખું જાડું કરી બીજા વાસણમાં ભરી રાખે તો ચોખ્ખો ચણખાર થાય."

**ચમર, પુ૦** (+) હાંજા; ગાત્ર. "વાઘને જોઈને મારા તો ચમર વછુટી ગયા."

**ચમરકઠા, વિ૦** જરા રાતા ને ધોળા. (ઘઉ)

**ચરકું, વિ૦** ચીમળાએલું. "ચરકું વંત્તાક."

**ચરાળ, વિ૦ [ચર્=જવું+આળ=વાળું.]** જોઈએ તેથી વધારે ઉંચું રહેવું તે. "હળની અણી ચરાળ છે." (એથી ઉલટું શેવું.)

**ચર્રી, સ્ત્રી૦** બેહૂક બેઠેલા ઢોરને ઉઠાડવા સારૂ તેને ગળે તથા તળે લાકડાના જાડા ધોકા ( સાંધવડાં ) ઘાલી, તેને દોરડું બાંધી જે કરેછે તે.

**ચવલા, પુ૦** ડાંગરના છોડમાં બહુ પાણી ભરાવાથી તેમાં નીપજતાં એક જાતનાં રાતાં જીવડાં.

**ચવલીઓ, વિ૦** જેની આંખની પાંપણના વાળ ધોળા હોય તે. "ચવલીઓ બળદ."

**ચવલો, પુ૦** જતીની લાકડી સાથે બાંધેલી સાવરણી; ઓઘો; ગુ-

ચ્છો; રજોહરણો. ૨ શેલડીમાં થતો એક જાતનો રોગ. ( એથી શેલડી ફીકી પડેછે).

**ચવવું**, ક્રિ૦ (+) મરી જવું. (શ્રાવકોમાં)

**ચહુટાળીઓ**, વિ૦ સ્વાદીઓ.

**ચામચોરી**, **સ્ત્રી૦** વ્યભિચાર; જારકર્મ; છીનાળું.

**ચામોદિયાં**, **ન૦** ચાળા. (એ બહુ વચનમાંજ બોલાયછે.)

**ચારવું**, ક્રિ૦ (+) રેડવું; નાખવું; મડદું બાળી રહ્યા પછી ઘી રેડવું તે.

**ચારૂં**, **ન૦** ઢોરને આરો મારવાથી જે ચાઠું પડેલું તે.

**ચાશ**, **સ્ત્રી૦** નુકસાન; ખોટ; ખાધ. "રૂના વેપારમાં મને રૂ. ૨૦૦) ની ચાશ પડી-આવી."

**ચીઓ**, **પુ૦** એક જાતનું ઘાસ, એના મૂળને મોથ કે નાગરમોથ કહેછે તે દવામાં ઘણી કામ આવેછે.

**ચીચું**, **ન૦** શેલડીના સાંઠા વગેરેનો ટોચ તરફનો છેક છેવાડો પોચો ને કુમળો ભાગ.

**ચીતરો**, **પુ૦** (+) [**સં. ચિત્રક.**] એક જાતની વનસ્પતિ તે દવામાં બહુ કામ આવેછે. તેના છોડને ફૂલ ધોળાં ને ઝીણાં થાય છે; ગુડહલ.

**ચીતાપાટ**, **અ૦** ચીતું-છતું પડવું તે; બરડો હેઠળ ને છાતી ઉપર એમ પડવું તે.

**ચીપટ**, **સ્ત્રી૦** શરીરનો કોઈ ભાગ બે ચીજ વચ્ચે દબાય-ભીડાય-બીડાય તે; ચીપટી. **આંગળી ચીપટમાં આવવી**—કોઈનાઃ તળે પડવું; કોઇના કબજામાં-ફંદામાં આવી પડવું. ૨ લાકડાની ચપટી ફરચાડ.

**ચુડેલ**, **સ્ત્રી૦** એક જાતનો ચોમાસામાં થતો રાતોને ઘણા પગવાળો ચેળ જેવો જીવડો, તેને બેકાર મોં હોયછે. "ચુડેલનો એક પગ ભાગ્યો તોય શું અને આખો તોય શું." (કહેવત.)

**ચુણુ**, **સ્ત્રી૦** પંખીનું મરવું તે. "ચકલાંની ચુણુ."

**ચુંમઈ રહેવું**,—**અમુઝાઈ** રહેવું; થાકીને રહેવું; નિરૂપાય થઇ રહેવું.

**ચુલેતરૂં**, **ન૦** એક જાતનું તેતરના જેવું લાંબી ચાંચવાળું પંખી.

**ચેંચેંપેંચેં, અ૦** પોઠેપોઠે; ક્યાંક ક્યાંક. "ગામમાં ચેંચેંપેંચેં વાત થઇછે."

**ચેણુ, સ્ત્રી૦** (+) ઘાઘરા, અંગરખા વગેરેને ઘેર પાડવા સારૂ અંદર જે કરચોલીઓ પાડી સીવી લીધેલી હોય છે તેમાની દરેક. "સાહેલા એનો સગરવગર ને, કાપડું કાળું મેંશ; ચેણોમાં તો જૂઓ પડી, જાણે ભાદરવાની ભેંસ જોજો ફૂજેતી ફૂઅડ નારની."

**ચેનો, પુ૦** ચીવટ; કાળજી; ફિકર. "એને ભણવાનો ચેનો બહુછે."

**ચૈડકો, પુ૦** અતિફિકર. "એ દેવાના ચૈડકે સુકાઈ ગયોછે."

**ચો, પુ૦** (+) રૂચી—ભાવ સાથે ખાવા પીવા, ઓઢવા રમવા વગેરેની જે ખંત તે; ચડસ; લલુતા; ચાહના. "એને હુક્કો પીવાનો ચો બહુ છે."

**ચોખલીઆટ, વિ૦** ચોખું; ઉત્તમ વર્ણના ખાવામાં આવે તેવું; વટાળ વિનાનું.

**ચોખામું, વિ૦** ચોખલીઆટ. "એ પાણી ચોખામું છે."

**ચોડ઼ો, વિ૦** પોહોળો.

**ચોફૂલી, સ્ત્રી૦** આકડાના ફૂલની વચલી ચાર પાંખડીઓ વાળી ફૂલી. "દુહો—ચોફૂલી રવિ ફૂલની, તકમાં ત્રીકડું ઘાલ; શ્રીધર ગોળ સંગ દીજીએ, જવખાર એક વાલ. ૧ (અમૃતસાગર. ઉધરસ ઉપર—જૂના ગોળમાં ગોળી બોર પ્રમાણે કરવી.)

**ચોરાશી લાખજીવાજોની, સ્ત્રી૦ [સં. યોની ઉપરથી જોની=વર્ગ, જાતિ.]** ચોરાશી લાખ જીવની જાત. એને લખચોરાશી પણ કહેછે. "લખ ચોરાશી ફેરૂ લગડું માથે માગી લીધુંરે, હૈયાના ફૂટયા હરીસંગે હેત ન કીધું." (દેવાનંદ.) એની ગણતરી નીચે પ્રમાણે છે:—

કુંડળીયો.

લખ ચોરાશી જોનીમાં, મુંગા બાવન લાખ;
બત્રિશ કહિયે બોલતા, ચોપનને નહિ નાક.
ચોપનને નહિ નાક; ત્રીશ લાખ નાક વખાણું;
છપ્પન આંખોહીણુ, અઠાવિશ દેખત જાણું.

છવીશ કાને સાંભળે, અઠ્ઠાવન બે'રા કહ્યા;
કવિ સુરશશિ વિનતિ કહે, લખ ચોરાશી એ થયા. ૧૧
તેમો અર્થ આ નીચેના કોષ્ટક ઉપરથી સમજાશે.—

| ચોરાશી લાખ જીવાજોની | | પાંચ ઈંદ્રીઓમાંની—એ દરેકને કઈ કઈ ઈંદ્રીઓ છે તે. | | | | |
|---|---|---|---|---|---|---|
| સંખ્યા | નામ. | કાયા. | મોઢું | નાક | આંખો | કાન. |
| સાત લાખ | પૃથ્વીકાય | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| સાત લાખ | અપકાય | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| સાત લાખ | વાયુકાય | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| સાત લાખ | તેઉકાય | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| દસ લાખ | પ્રતેક વનસ્પતિકાય | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ચૌદ લાખ | સાધારણ વનસ્પતિકાય | ૧ | ૦ બાવન લાખ | ૦ | ૦ | ૦ |
| બે લાખ | બેઈંદ્રી | ૧ | ૧ | ૦ ચોપન લાખ | ૦ | ૦ |
| બે લાખ | તેઈંદ્રી | ૧ | ૧ | ૧ | ૦ છપ્પન લાખ | ૦ |
| બે લાખ | ચોઈંદ્રી | ૧ | ૧ | ૧ | ૧ | ૦ અઠ્ઠાવન લાખ |
| ચાર લાખ | તીર્યંચ પચેંદ્રી | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ચાર લાખ | નારકી | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ચાર લાખ | દેવતા | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ચૌદ લાખ | મનુષ્ય | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ચોરાશી લાખ. | જીવાજોની | ચોરાશીલાખ કાયાવાળા | બત્રીશ લાખ મોઢાવાળા. | ત્રીશ લાખ નાકવાળા. | અઠ્ઠાવીશ લાખ દેખતા. | છવીશ લાખ સાંભળતા |

કોષ્ટકમાં આવેલા કઠિણ શબ્દોના અર્થ:—

**અપકાય**—પાણીના જીવ. **તેઉકાય**—અગ્નિના જીવ. **પ્રત્યેક વનસ્પતિકાય**—કંદમૂળ સિવાયની બીજી વનસ્પતિ. **સાધારણ વનસ્પતિકાય**—કંદમૂળ. **તીર્યંચપંચેંદ્રી**—પશુની જાત. (જૈનશાસ્ત્ર.)

**ચોવ્યાહાર**, પું૦ શ્રાવક લોકોનું એક વ્રત. જેમાં સૂર્ય આથમ્યા પછી અન્ન, પાણી, સૂખડી, મુખવાસ, એ ચાર બંધ કરેલાં તે.

**ચંગોડું**, ન૦ નાની ટોપલી; સુંડ્લી.

**ચાંગલાવેડા**, પું૦ ચીપી ચીપીને કહેવાપણું તે.

**ચાંદરો** વિ૦ માથે ધોળું ચાંદું હોય એવો. "માંકડી ભેંસને ચાંદરો પાડો, એ બેધાનીએ કણબીવાડો." (કહેવત.)

**ચાંબોળવું**, ક્રિ૦ આંબળવું; મચેડવું. "બળદનું પૂછડું ચાંબોળવું."

## છ.

**છકડો**, પું૦ ઉપર છત્રીવાળી ગાડા જેવી ગાડી. ૨ છનો જથો.

**છકાઇ**, સ્ત્રી૦ ૭ ઉપવાસ લાગટ કરવા તે. (શ્રાવકોમાં)

**છકાય**, સ્ત્રી૦ ૧ પૃથ્વીકાય, ૨ અપકાય (પાણીના જીવ.) ૩ તેઉકાય (અગ્નિના જીવ), ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય, ૬ ત્રસકાય (હાલે ચાલે તે જીવ.) (શ્રાવકોમાં)

**છછેકાઇ**, સ્ત્રી૦ ચોખ્ખાઇ; ચોખવટ,

**છટકીઉં**, ન૦ ઉનાળાના દિવસમાં ઠંડકને વાસ્તે પાણીવાળું કરી જે નાનું લૂગડું પાસે રાખેછે તે; ટાઢકીઉ, ઠંડકીઉં.

**છઠ**, પું૦ (+) બે ઉપવાસ લાગટ કરવા તે. (શ્રાવકોમાં)

**છણાવું**, ક્રિ૦ છોલાવું. "લૂગડે બળીઆ છણાય છે."

**છતવાડ**—ર, સ્ત્રી૦ છત; બહુ હોવાપણું.

**છતરાયું**, વિ૦ ચાહન; ઉઘાડું; ખુલ્લું. "છાનું છતરાયું."

**છપડી બપડી**, સ્ત્રી૦ કૂડ કપટ; લૂચ્ચાઇ; ઢોંગાઇ.

**છબછબું**, વિ૦ થોડું થોડું; જમીન ઉપર ત્રણ ત્રણ આંગળ છલતું; છાબડછોયું. "કૂવામાં છબછબું પાણીછે."

**છમછરી**, સ્ત્રી૦ [ **સં. સંવત્સરી.** ] શ્રાવક લોકોના પર્યુસણનો છેલ્લો દિવસ.

**છમોછમ, વિ૦** [**છમુછિમ.**] ગર્ભમાં રહ્યા સિવાય જીવનું ઉપજવું, "આ છાણમાં છમોછમ જીવ ઉપજ્યાછે." (શ્રાવકોમાં) "છમોછમ અને ગર્ભજ."

**છરો, પુ૦** (+) મોરના પૂછડાની હાથ એક લાંબી ચાંલ્લા વગરની ધાંયજાથી નાની પીંછી.

**છલ્લા, સ્ત્રી૦** સ્ત્રીઓ કાનનો વેહ વધારવા સારૂ દાંતની નાની ચુડીને એક ઠેકાણેથી ચીરો મૂકી, કાનની નીચલી બૂટે (લોળે) ભરવેછે તે. તેને "છલ્લીમૂકી" કહેછે. એવીજ રીતે કાંચકાંને ઘસીને પણ મૂકેછે. ૨ સ્ત્રીઓને જમણા હાથની આંગળીએ પહેરવાની ઘુઘરીઓ વાળી વીંટી.

**છલી, વિ૦** છનો સંકેત. ૨ પેટ ઉપર થતો એક જાતનો રોગ.

**છળવું, ક્રિ૦** (+) બીવું; ડરવું; ભય પામવો.

**છાકોટો, પુ૦** (+) છણકો; મિજાજથી બોલવું તે.

**છાબડું, ન૦** (+) કાંટે-કંપાણે જોખતાં ચામડાનું જે છાછરૂં ત્રાજવું ભરવવામાં આવેછે તે.

**છીઆડી, સ્ત્રી૦** રજ; છેપટ; રજોટી.

**છીદરૂં, વિ૦** ઉંડાથી ઉલટું; છાછરૂં. "નદીમાં પાણી છીદરૂં છે."

**છીપવું, ક્રિ૦** તૃપ્ત થવું; ઓલાવું; મટવું. "તરસ છીપતી નથી." ૨ વહાણનું અટકવું.

**છીપેડી, સ્ત્રી૦** ઓસડ ઘસવાનો ગોળ પથ્થર; ઓરસડી.

**છુંશ, સ્ત્રી૦** એ નામની વનસ્પતિ. તેના છોડને ત્રણ આંગળ લાંબાં, પોહોળાં ને ખજુરી વાળાં પાંદડાં થાય છે. તેનું નીચ વર્ણના લોક શાક કરેછે.

**છેંટાવવું, ક્રિ૦** રીસાવવું.

**છેતરપીંઠી, સ્ત્રી૦** છેતરબાજી; દગાઇ.

**છેદો, પુ૦** કેડો; પુંઠ. "એતો મારો છેદો મૂકતો નથી. **૨ ક્રિ૦** કાપો.

**છેલારવું, ક્રિ૦** ચોરવું.

**છોટું, ન૦** કાગળની નાની છત્રીની વાંસની શળી. એની કલમો થાયછે. ૨ ભીંડીના છોડને કોહોવરાવીને તેની છાલની ઉતારેલી

ચીપ. ૩ **વિ૦** ચપળ; ચંચળ.

**છોડ, ન૦** નાકમાં લીંટનાં કોપલાં—પડ બંધાયછે તે; ગુંગાં. ૨ સ્ત્રીઓના ગર્ભસ્થાનમાં ગર્ભ સૂકાય તે. ૩ કોડીઉં.

**છોયું, વિ૦** ઓછું. (વેપારીનો સંકેત.) "એને મણમાં એક શેર ઘી છોયું આપજો." ૨ ક્રિ૰ છો ચઢાવી; છોલાણું કર્યું. ૩ ક્રિ૰ સોળવ્યું; આભડછેડવાળું કર્યું. ૪ **ન૦** વહેમ "વાતમાં છોયું નાખ્યું."

**છોરી, વિ૦** મોટી જાડી ને કઠણ. (ખારેક)

**છોલાટવું, ક્રિ૦** વઢવું; ખૂબ મનનો જુસ્સો સમાય તેમ બોલવું. ૨ ભુંડું બોલવું; નીંદા કરવી. ૩ છોલવું.

**છોળવું, ક્રિ૦** ધાવણાં છોકરાંનું ધાવણનું ઓકવું; ભળવું; ઉલટીમાં ધાવણ નીકળે તે. "છોકરો ભળ્યો."

**છંછેડવું, ક્રિ૦** કોઇની વાંસે પડીને ખીજાય તેમ કરવું; છેડવું.

**છાંદો, પુ૦** છાંદેલું તે; બીડેલું તે; બીડો. ૨ (લાક્ષણિકમાં) ગુપ્તવાત; મર્મ; પડદો.

**છાંછવું, ન૦** અડપલું; અટકચાળું. **૨ વિ૦** અડપલું કરનાર. **૩ વિ૦** વગાડે તેવું; મારે તેવું. "એ ઢોરે બહુ છાંછવું છે."

---

## જ.

**જઘન્ય, વિ૦** કનિષ્ટ; અધમ; સહુથી ઉતરતું.

**જડતું, કૃ૦** બેસતું; ગોઠતું. "જૂઠું બોલવું ને જડતું લાવવું."

**જણસ, સ્ત્રી૦** (+) અફીણ (સંકેતાર્થે.)

**જતના સ્ત્રી૦ [સં. યત્ન.]** જતન; રક્ષણ; સંભાળ. "એ જીવની જતના કરજો." (શ્રાવકોમાં)

**જનાદી, પુ૰** જૈં; પૈસો.

**જવલા, પુ૰** જવના આકારના પણ તેનાથી મોટા સોનાના દાણા; જવ. "કરોચ જવલા ચરીગયોજી."

**જસત, ન૰** (+) આંખોએ આંજવાનું ધોળુ ઔષધ. ૨ સત્વ; કસ.

**જહાંતહાં વિ૦** જેવું જોઈએ તેવું; મજબૂત.

**જળસ, ન૦** મરડો થવાથી ઝાડામાં જે ધોળો ને ચીકણો પદાર્થ નીકળેછે તે; પાચ.

**જળોજથા, સ્ત્રી૦** સંસારની ધુંચવણ; ખટપટ. જંજાળ. ૨ ફાંફડ-ફોદા; વીંખેરી નાખવું.

**જાકડશીકલું, વિ૦** ઘડીમાં સાજું ને ઘડીમાં માંદું રહે તેવું.

**જાગરીઆ, પુ૦** ડાખલું વગાડનારા; પાવળીઆ. "ભૂવાનું માન જાગરીઆ વધારે." (કહેવત.)

**જાગો, વિ૦** ગૃહસ્થ; પૈસાદાર "નાગો ઘૂમે કે જાગો ઘૂમે." (કહેવત)

**જાટ, સ્ત્રી૦** બકરાંના વાળ.

**જાણભેદુ, વિ૦** ભેદ-મર્મ જાણનાર.

**જાદરીઉં, ન૦** ઘઉંના પોંકને ખાંડી, માંહી ઘી ગોળ વગેરે નાખી કરેલો પદાર્થ.

**જાદરનું કાપડું, ન૦** કુવારી કન્યાને પરણાવતાં જે ધોળું રેશમી કાપડું પહેરાવે છે તે.

**જાનૈડી, સ્ત્રી૦** જે ગાયકે ભેંસનું દૂધ વલોવવામાં આવતું નથી તે ઢોર. (જ્યારે કોઈ ગાય કે ભેંસ ઝાભણી થતી ન હોય ત્યારે તે વિઆય તો તેને જાનૈડી રાખવાની બાધા રાખે છે.) ૨ વરની જાનમાં જનારી સ્ત્રી; જાનરડી.

**જામાત્ર, પુ૦** [સં.] દીકરીનો વર; જમાઈ.

**જાવજીવ, અ૦** જીંદગીપર્યંત. "મેં લીલોતરી ખાવાની જાવજીવ બાધા કરી છે." (શ્રાવકોમાં)

**જાવડભાવડ, વિ૦** જેવું તેવું; થોડું થોડું. "ઓણુતો વરસાદ જા-વડભાવડ થયો છે."

**જાવરૂં, વિ૦** જીર્ણ; ઝાઝી મુદત ટકે નહીં તેવું. "કુંભ કાચો-કાયા જાવરી, જોઇને કરજો જતન." (કબીર)

**જાહો, પુ૦** હું તમારૂં ઘર બાળી નાખીશ-તમને મારી નાખીશ ફલાણું નુકસાન કરીશ-એમ ભયકારક શબ્દ બોલી બી-વરાવવું તે.

**જાહુકીઆં, ન૦** પુષ્કળપણું; અત્યંતપણું બતાવનાર શબ્દ. "જા-હુકીઆં કર્યા."

**જાળીઉં, ન૦** (+) એક જાતની વનસ્પતિ. તેના છોડ નાના ને પાંદડાં તુળશીના છોડ જેવાં થાય છે. તે છોકરાંને વરાધ ઉપર પાવામાં આવે છે. એથી ઉલટી થાય છે.

**જીવતચરા, સ્ત્રી૦** મુઆ પછી નહિ પણ જીવતાં જે વરો કરવો તે.

**જીવા, સ્ત્રી૦** શાસ્ત્રના પાનામાં ઉપલાને હેઠલા ભાગમાં કોરી મુકેલી જગા. (શ્રાવકોમાં)

**જીવી, સ્ત્રી૦** મુંઝ, ભીંડી કે સુતરની દોરીવતી ખાટલો ભરતાં વચમાં જે બે સેરો વારા ફરતી બુઢ્ઢાડે તારે છે તે. (એ ચીરાય નહીં, એટલે એનું જોડવું રહે છે.) ૨ સ્ત્રીનું એક નામ. ૩ ક્રિ૦ ઉગરી; બચી.

**જુગતું, વિ૦ [ સં. યુક્ત.]** ઘટતું; અનુકૂળ; માફક.

**જેવાણી, ન૦** એંઠવાડનું પાણી. (શ્રાવકોમાં)

**જોક, સ્ત્રી૦** જળો. "દોષ હિંદુ ઉમંગે ગ્રહે, ગુણ ન ગ્રહે ખળ લોક; પિયે રૂધિર પય ના પીયે; લગી પયોધર જોક."

**જોગી, પુ૦** (+) એક નીચ જ્ઞાતિના લોક; રાવળીઆ.

**જોડલા, વિ૦** બાર. ( વેપારીનો સંકેત.)

**જ્ઞાનપાંચમ, સ્ત્રી૦** કારતક સુદ પાંચમ; શૌભાગ્ય પંચમી; લાભ પંચમી.

---*---

## ઝ.

**ઝટવું, ક્રિ૦** ઝુંટી લેવું; ખુંચી લેવું. "કાળ ફેરવે ચૌદ ચૌવટે, એકને આપે બીજાનું ઝટે. (શામળભટ)

**ઝટકામણ, ન૦** ઝાટકણ; ઝાટકતાં જે નીકળેલું તે. ૨ ઝાટકવાની જે ક્રિયા તે.

**ઝબુકો, પુ૦** રહીરહીને જે અજવાળું થાય તે; (વીજળીનું–દીવાનું) ઝબકારો. "અંધારી રાતે વીજળી ઝબુકા લઈ રહી છે."

**ઝલી, ક્રિ૦** ઉભી; ખડી; તત્પર થઈ રહેલી. "હું ક્યારનીએ ઝલીને ઝલી રહીછું." ૨ **સ્ત્રી૦** સ્ત્રીનું એક નામ.

**ઝામોરો, સ્ત્રી૦** ઝાડની ટાચ; છગાર. "એતો ઝાડની ઝામોરોમાં ચઢયો છે."

**ઝેર, સ્ત્રી૦** પથ્થરની કિનારી, જે માંડવીની આગળ કે ઓટલે મૂકવામાં આવે છે તે. ૨ [ **ધેર.** ] હુતાશણીમાં નીકળતા ઝેરીઆનો સમુદાય. ૩ **ન૦** ઝાંઝર. "પગનું ઝેર." ( સૂડાબોહોતેરી. )

**ઝીમી, સ્ત્રી૦** એક જાતનો ઝીણો ને કાળો સાલ્લો. તે ગોરી સ્ત્રીને વધારે શોભે છે. ( ઝાલાવાડમાં )

**ઝીલવું, ક્રિ૦** ( + ) પાણીમાં ખેલવું. "જમુનાંજી જાવું ઝીલવા સાહેલીરે."

**ઝોટું, ન૦** પહેલવેતરી ભેંસ; ઝોટડી.

**ઝોટંક, પુ૦** પાડો. ( શ્રાવકોમાં ) ૨ [ **સં. જોટિંગ.** ] જોગી.

**ઝોળાશેક, પુ૦** એક લોટીમાં ગાય કે બકરીનું મૂત્ર અને અરડુશી વગેરે નાખી, તેનું મોં લૂગડાથી બાંધી, દેવતા ઉપર મૂકી, તેના ઉપર નીકળતી વરાળથી ઝીકાળીને મીઠાની પોટલીઓ ઉની કરી પેટે શેક કરવો તે.

**ઝંઝેરી, સ્ત્રી૦** «××» આવા આકારનું ચિત્ર-ભરત.

## ટ.

**ટકીઓ, પુ૦** જમતાં ઢીંચણ તળે મૂકવાનો પીતળનો કે લાકડાનો ઊતારેલો ને રંગેલો ઘાટ; ઢીંચણીઊં.

**ટચકીઉં, ન૦** કેડેથી માણસ રહી જાય છે તે રોગ. "ટચકિયું ટળ્યું-આવ્યું કહેવાય છે." ( કહેછે કે-જેણે સાત માબાપ દીઠાં હોય તે ટચકિયું આવેલા માણસને અડોળી જાયતો તે મટી જાય છે. )

**ટચાકડી, સ્ત્રી૦** ખરસાંડીના લાકડાનો વેંત એકનો કડકો કાપી, તેને શેકી, તેમાંથી સોયાવતી ગર્ભ કાઢી નાખેછે એટલે તેમાં પોલ પડેછે, પછી તે પોલમાં આવે એવો વાંસના ખપાટીઆનો ગજ કરેછે; તેને ઝાલવા સારૂ માથે ખરસાંડીનો એક ચાર આંગળનો કડકો સજ્જડ ઘાલેછે. એ ગજ પેલી ભુંગળીથી અર્ધ આંગળ ટુંકો કરેછે, અને તેને છેડે કૂચો

પાડેછે. આંહી ટચાકડી તથા તેના ગજનું ચિત્ર કાઢ્યું છે. એ ટચાકડી જ્યારે ફોડવી હોય ત્યારેતેના પોલમાં આવે એવું ફેરૂ, કંથેરીઊં વગેરે ઘાલી, તેના મોઢે કોઈ ઝાડનાં ચીકણાં પાંદડાંને છુંદી, તેમાં ગજ ઘાલેછે એટલે ટચાકો-ફટાકો બોલે છે અને અંદર ઘાલેલું ફળ ગોળીની માફક આઘું જઈ પડે છે. એને ફટાકડી પણ કહેછે.

**ટપ**, નo (+) એકાની સુપડી.

**ટપલું**, વિ૰ (+) અકડાઈ ગયેલું. "બેસી બેસીને ટપલું થઈ ગયુંછે."

**ટપારવું**, ક્રિ૦ વારેવારે કહેવું. ૨ મારવું; ઠોકવું, ઝૂડવું.

**ટપ્પો**, પુ૰ (+) એક ચીજને બીજી ચીજ વતી તાકીને વગાડવું તે. "લખોટાને ટપ્પો માર્યો." ૨ ઉપર ચોટીઊં કહેવું તે; સહેજ કહેવું તે.

**ટબારો**, પુ૰ ઘરખર્ચ; ગુજરાન.

**ટબો**, પુ૰જૈનનાં સૂત્રોમાં પાઠ ઉપર જે ઝીણા અક્ષરથી વિસ્તારથી નહિ પણ પાઠ પ્રમાણેજ અર્થ લખેલા તે.

**ટમટમાટ**, પુ૰ ઉતાવળ કરવી. "એતો ગામ જવાને ટમટમાટ કરી રહ્યો છે."

**ટલ્લો**, પુ૰ ફેરો; ટાંપું.

**ટળકવું**, વિ૰ લાલચુડું.

**ટહૂટહ્**, અ૰ એકી નજરે. "એ છોકરૂં દીવા સામું ટહ્ ટહ્ જોઇ રહ્યું છે."

**ટહુટહ્ાવી**, ક્રિ૰ ગડગડાવી; ટેવાળી; એકદમ મોઢે માંડી પી જવું તે. "એ દૂધનો પ્યાલો ટહ્ ટહ્ાવી જા."

**ટહ્કારો**, પુ૰ રોગથી-દુ:ખથી હળવે હળવે જે ઉંહ્કારો કરવો તે.

**ટાચક ટુચક**, વિ૰ પરચૂરણ, અડફાઉ; મુદ્દાનું નહિ. "મારે મળતર નથી માટે ટાચક ટુચક કરી એને સાસરે વોળાવીશ."

**ટાઢકીઉં-ટાઢોડીઉં**, ન૰ છટકીઉં શબ્દ જુઓ. ૨ પાણી ટાઢું કરવાનું પાત્ર. ૩ ટાઢક-ઠંડક થાય એવો પદાર્થ; શીયડ નીકળ્યા પછી

તથા ગરમી ઉપર પાવામાં આવેછે તે.

**ટાળી,** સ્ત્રી૦ (+) અર્ધા રૂપીઆનો સંકેત. ૨ ચંદરવામાં સાંધેલા ભાત ભાતના લૂગડાના કડકામાંનો દરેક.

**ટાળો,** સ્ત્રી૦ મશ્કરી; મજાક; ટોળ; ઠઠ્ઠા.

**ટીચવું,** ક્રિ૦ બે ચીજનું સામસામી અફાળવું. "લખોટા ટીચવા." ૨ ખાવું. (તુચ્છકારરૂપે)

**ટીચકારા,** પુ૦ મકરકૂદીઓ; મસ્તાઈ. "મફતનું ખાઈ પીને ટીચકારા કરેછે."

**ટીચા,** પુ૦ રૂપીઆ. (સંકેતાર્થે)

**ટીટીઆરો,** પુ૦ બખાળો, બહુ બોલ બોલ કરવું તે; ગરબડ.

**ટીબ,** સ્ત્રી૦ અંગ્રેજી શબ્દ જુઓ.

**ટીમણુ,** ન૦ થોડું ખાઈ લેવું તે.

**ટુઆ,** પુ૦ (+) રૂના પેલને દૂધ, એરંડીઆ વગેરેમાં બોળી આંખો ઉપર મૂકેછે તે.

**ટુકકલ,** પુ૦ એક જાતનો ગોળ કમાનનો પતંગ.

**ટુંડી,** સ્ત્રી૦ કૂવામાં લાકડાનું ચક્ર બેસારી, તેના ઉપર ૫–૬ હાથ ચણતર ચણી ભોંયમાં ઉતારેછે તે. (તે કૂવાના પાયા રૂપેછે. તે ઉપર બીજું કૂવાનું ચણતર ચાલેછે.)

**ટેચ,** સ્ત્રી૦ કચ; કચકચ; તકરાર.

**ટેઠું,** ન૦ બરૂનું મૂળ.

**ટેટો,** પુ૦ (+) એક જાતની વનસ્પતિના છોડનું જવ જેવું પણ તેનાથી મોટું ને જાડું ફળ. (તેને નાનાં છોકરાં થુંકવાળો કરી કપાળે ચોઢી તડકે ઉભાં રહેછે એટલે ફૂટેછે.)

**ટેવાળી જવું,** ક્રિ૦ એકદમ મોઢે માંડી પી જવું.

**ટૈડકો,** પુ૦ રીસ; ક્રોધ; ગુસ્સો. (તુચ્છકાર રૂપે.)

**ટૈડપડ,** સ્ત્રી૦ તાકીદ; ઉતાવળ; છમછમાટ.

**ટૈડો,** પુ૦ ધરડો. (તુચ્છકારરૂપે) **૨** વિ૦ વાંકો. "ટાંપાટૈડો."

**ટોક,** સ્ત્રી૦ નજર–દૃષ્ટિ લગાડવી તે.

**ટોકવું,** ક્રિ૦ દૃષ્ટિ લગાડવી. ૨ વારે વારે કહેવું તે; પચારવું.

**ટોકકર,** સ્ત્રી૦ ઠોકર.

**ટોચો**, પુ૦ મ્હેણું; ડુંબો. ૨ ઠોક્કર. ૩ ઘા; કાપો.

**ટોવાવું**, ક્રિ૦ વગોવાવું; નિંદાવું. "ખાય બધાંય પક્ષી, ને ટોવાય • 'સૂડો." (કહેવત.)

**ટાંચુ**, ન૦ ઘરેણું. (સંકેતાર્થે.) ૨ વિ૦ ઓછું.

**ટાંપણી**, સ્ત્રી૦ લખાણનો છાનો ઉતારો કરી લેવો તે.

## ઠ.

**ઠપકારવું**, ક્રિ૦ ઠોકવું.

**ઠબલાવું**, ક્રિ૦ કૂટાવું; ધક્કા ખાવા.

**ઠમણી**, સ્ત્રી૦ પુસ્તક વાંચતાં નીચું પડવું ન પડે માટે લાકડાની બે પાટલીઓ ભેગી કરી નીચે મૂકેછે તે. તેનું પૃથક રૂપ આ પ્રમાણે છે.—


આવી લાકડાની બે સરખી પાટલીઓ કરાવી તે


બંનેની વચમાં અર્ધો કાપ .( વહેર ) મૂકી, એક પાટલી ઉભી ઝાલી, તેના કાપમાં બીજી પાટલીને આડી ઝાલી તેનો કાપ મેળવેછે એટલે ઉપરના પાટીઆનો કાપ, હેઠલા પાટીઆના કાપ્યા વગરના ભાગને ભરાય છે; અને હેઠલા પાટીઆનો કાપ, ઉપરના પાટીઆના કાપ્યા વગરના ભાગને ભરાયછે એટલે બે કોર બબ્બે પાયા થાયછે. તેથી ઠમણી ઉભી રહેછે અથવા તે એકજ પાટીઆની વહેરીને પણ કરે છે. (શ્રાવકોમાં)

**ઠાગલી**, સ્ત્રી૦ મોઈનો દારો ઉછ્યા પછી તેને ડંડો વગાડવો તે. "ઠાગલી વાળી" કહેવાયછે.

**ઠાણું**, ન૦ જૈન મતના સાધુમાંનો દરેક. (જેટલા સાધુ એટલાં ઠાણાં.)

**ઠાર**, પુ૦ (+) સૂતાર.

**ઠારક**, સ્ત્રી૦ ઠંડક; શીતળતા. ૨ ( લાક્ષણિકમાં ) મીઠાં વચને કરી સામાને શાન્તી ઉપજાવવી તે. "નરમાશનું મૂળ તે આગલાને ઠારક ઉપજાવવી."

**ઠીકરનાથ**, પુ૦ ગોસાંઈની એક જાત.

**ઠીલો**, પુ૦ ઠળીઓ.

**ઠુમરો**, પુ૦ જારને મોટી જેટી ખાંડી, ઉપરનાં છાંતરાં કાઢી નાખી, છાશમાં રાંધેલો પદાર્થ. ૨ હિંગળાજ માતાએ જઈ આવેલા લોકો જારના દાણા જેવા પથ્થરના મણકા પૂહેરેછે તેવો મણકો.

**ઠુશ**, સ્ત્રી૦ ખૂબ માર પડવાથી કે માંદગી ભોગવ્યાથી હાડકાં પાંસળાં નરમ થવાં તે; અથવા ગજા ઉપરાંત કોઈ શ્રમ કરવાથી થાકી જવું તે; ધાણ; અડદાળો; ઠૂશ; ઠેડ.

**ઠુંસો**, પુ૦ હાથની તર્જની આંગળી નીચે અંગુઠો રાખી મૂઠી વાળી મારવી તેને "ઠુંસો મારવો" કહેછે.

**ઠેબું**, ન૦ ચાલતાં ચાલતાં અથડાઇ પડવું; અડબડીઉં; લથડીઉં.

**ઠેલ્વું**, ન૦ ચાલતાં પગના ચાપવાના આગલા ભાગનું કોઇ સાથે અથડાવું તે; ઠેસ; ઠોક્કર.

**ઠેસણીઉં**, ન૦ આંગળીઓએ વીંટીઓ પહેર્યા પછી તે નીકળી ન જાય માટે તેની પાછળ જે હલકી કિમ્મતની વીંટી પહેરેછે તે.

**ઠેડ**, સ્ત્રી૦ ઠૂશ શબ્દ જુઓ.

**ઠોકો**, પુ૦ (+) જાર પુરૂષ. ૨ ક્રિ૦ મારો.

**ઠોર**, પુ૦ (+) પૈસો.

**ઠોરમૂઠી**, સ્ત્રી૦ એ એક હારજીતની રમત છે તે આ પ્રમાણે રમેછે:—જેટલા છોકરાઓ રમનાર હોય તેઓ બધા હાથમાં કાંચકાં લકટીઓ વગેરે લેઈ મુઠીઓ વાળેછે. પછી તેમાથી એકજણ બધાની મુઠીઓને પોતાની મૂઠીવતી જરા ઠોકે છે તેને ઠોરવું કહેછે. પછી ઠોરનાર બધાની મૂઠીઓ ઉઘડાવી અંદરનાં નંગ ગણી પછી પોતાની મૂઠીનાં નંગ ગણી બતાવે છે. જો પોતાની મૂઠીમાં એકી નીકળે તો, જેની મુઠીમાં એકી હોય તે પોતે લેછે, અને બેકી હોય તો તેને તેની મૂઠીમાં હોય તેટલી રકમ પોતે આપે છે; અને જો પોતાની મૂઠીમાં બેકી નીકળે તો બેકીવાળાની મૂઠા લેછે, અને એકી વાળાને તેની મૂઠી જેટલી રકમ આપેછે.

**ઠોરી લેવું**, ક્રિ૦ ખુંચી લેવું; પડાવી લે. ૨ જીતી લેવું.

**ઠંડીલજવું**, ક્રિ૦ ઝાડે જવું; દીશાએ જવું; ખરચુજવું. ( શ્રાવકોમાં )

**ઠંઠોરવું**, ક્રિ૦ છેતરવું.

**ઠંહાવવું, ક્રિ૦** અટકાવવું; વાસવું; બંધ કરવું. "કમાડ ઠંહાવીને સૂતોછે."

**ઠાંગું, ન૦** જમતાં એઠું મૂકેલું ભાણું.

**ઠાંડું,* ન૦** બાજરીમાં થોડાક ઘઉં નાંખી, તેને ખૂબ ખાંડી ફોતરાં ઝાટકી નાંખી છાશમાં રાંધેલો પદાર્થ.

## ડ.

**ડખો, પુ૦** ગરબડ; ઘુંચવણ. "કામનો ડખો." ૨ જાડું; કઠણ. "દાળનો ડખો."

**ડખોળવું, ક્રિ૦** હલાવવું; કોઈ પ્રવાહી પદાર્થમાં લાકડું વગેરે ઘાલી એકમેક કરવું તે.

**ડચકારો–ડચાકો, પુ૦** જીભને તાળવે અડાડવાથી 'ડચ' એવો થતો અવાજ.

**ડટંતર, ન૦** દુનિયાં ડટાઈ જાય એવો ઈશ્વરી કોપ.

**ડબકીઆળ, પુ૦ ( ડુબકી આળ. )** કૂવા વગેરેમાંથી ડૂબકી મારી રેત વગેરે કાઢવામાં કુશળ તે.

**ડબો, પુ૦** ( + ) ખેતરમાં ભેળ કરનાર ઢોરને પૂરવાનું સરકારી મકાન.

**ડબોળવું, ક્રિ૦** બોળવું.

**ડભાયણું, ન૦** જેનાવતી ડામ દેવાય તે.

**ડમણું, ન૦** શેલડી, લાકડા વગેરેનો હાથ બે હાથનો લાંબો કડકો; ડેમચું.

**ડમણિયું, ન૦** બે બળદની નાની ગાડી.

**ડમરવું, ક્રિ૦** વનસ્પતિનું પ્રફૂલિત થવું; ફાલવું.

**ડાકીઉ, વિ૦** ડાકણના જેવું દૃષ્ટીવિકાર ઉત્પન્ન કરનારૂં. ૨ બહુ ખાનારૂં.

**ડાખલી, સ્ત્રી૦** ઉંદર સાપ વગેરે જનાવરનું મોં. "ઉંદર ડાખલી વગાડે છે."

**ડાઢારખી, સ્ત્રી૦** ડાઢી આગળ થતું એક જાતનું ગુમડું. તે ભરાય છે ને ઠલવાય છે.

**ડાઢી, સ્ત્રી૦** (+) મજૂરી. ( **એઉપરથી ડાઢીઉ શબ્દ થયોછે.** )

**ડાફોડીઆં, ન૦** એક ચિત્તે કામ નહિ કરતાં ફોકટ આમ તેમ નજર ફેરવવી તે. "ડાફોડીઆં મારવાં" કહેવાય છે.

**ડામીશ, વિ૦ [ ડામ ઉપરથી. ]** જેને કોઈ કામથી બદલામી મળી છે તે. ૨ નકામું.

**ડામણ, ન૦** (+) અંગરખા વગેરેની ચાળને છેક છેડેથી ઓટેછે તે.

**ડુકાવવું; ક્રિ૦** ભૂલાવવું; ચૂકાવવું.

**ડુંખ, સ્ત્રી૦** વનસ્પતિનો છેક છેવાડો ટોચ તરફનો કુમળો ભાગ.

**ડુંખરાવવું. ક્રિ૦**બીવરાવવું; ભય દેખાડવો.

**ડુંગરો, પુ૦** (+) એક જાતની વનસ્પતિ.

**ડુગડુગીઊં, ન૦** (+) માટીનું ૩–૪ આંગળનું ગોળ ચકરડું કરી, તેને ઝાલવા સારૂ તેની આરપાર એક સાંઠો ઘાલી, તેને (ફકત ચકરડાને) ઘોને ચામડે મઢી લેછે. પછી તેને વગાડવા સારૂ ચકરડાના પરિઘની બંને તરફ અકેકો દોરડો બાંધી તેને માટીની ગળગોળીઓ વળગાડે છે. તેને સાંઠેથી ઝાલીને ફેરવે છે એટલે વાગે છે.

**ડુલ, ન૦** ખેતરમાં કોઈ ચીજ વાવ્યા છતાં નહિ ઉગેલું ખામણું. "ડૂલ પડચું" કહેવાયછે. ૨ સ્ત્રીઓને કાને પહેરવાનું સોનાનું ઘરેણું. ૩ **ક્રિ૦** હારૂં તો સરત બકેલી ચીજ "આપીદઉં" એ અર્થમાં "હું તમને ન જીતું તો મારી ઘોડી ડૂલ."

**ડુશ, સ્ત્રી૦** ડુશ શબ્દ જુઓ.

**ડેમચું, ન૦** ડમણું શબ્દ જુઓ.

**ડોખલ, સ્ત્રી૦** નાનાં બાળકોનું ટોળું; વેજા; બરકુશ; ભુંજેર.

**ડોખલી, સ્ત્રી૦** પળી.

**ડોઘલું, ન૦** ભદવું.

**ડોટો, પુ૦** દડાને ગેડી વતી ધકાવવો તે. ૨ લૂગડાનો વણીને કરેલો કોરડો. ૩ **સ્ત્રી૦** ડોટ–હડીનું બહુ વચન.

**ડોડ, પુ૦** અમળાટ; ભેડ; રીસ. "આવડોબધો ડોડ કોના ઉપર રાખોછો ?"

**ડોડવો પુ૦** 〜〜〜 આવા આકારનું ચિત્ર–ભરત.
**૪○○○આ બેવડો ડોડવો.**

**ડોડું, ન૦** ડોડી નામના વેલાએ થતું ફળ. એનું શાક તથા અથાણું

થાયછે. (ડોકું—ધરડું થઇ સૂકાયા પછી તેમાંથી ધણું ઉજળું ને સુંવાળું રૂ નીકળે છે. )

**ડાયણું**, ન૦ કોળીડું શબ્દ જુઓ.

**ડ઼ાળું**, વિ૦ ડ઼ોળાએલું.

**ડાળો**, પુ૦ (+) સ્રીઓને ગર્ભાવસ્થામાં જે ચારના-ઇચ્છા ઉપજે તે. ( શ્રાવકોમાં )

**ડ઼ાળો**, પુ૦ રગડો.

**ડંડાશણ**, ન૦ દેવસ્થાનમાં પુંજો વાળવાની મોરના પીંછાની સાવરણી.

**ડંગાળો**, પુ૦ રાડી ( શેલડીનાં પાંદડાં ) નો મોં આગનો જાડો ભાગ, જેમાંથી બીજા ફડચા નીકળેલા હોયછે તે. ( ડંગાળામાંથી નીકળેલા ફડચા-પાંદડાંને પીલા કહેછે.

## ઢ.

**ઢઢ્ઢુ**, વિ૦ મોટાપણું બતાવનાર શબ્દ. "મોટું ઢઢ્ઢ પાઘડું બાંધ્યુંછે"

**ઢફ-ઢબ**, અ૦ ભમરડો ફેરવતાં ફરે નહિ તે.

**ઢબવું**, ક્રિ૦ પાણીમાં તરતાં હાથ પગ હલાવવા તે. બૂડીજવું. ૩ મરીજવું. "શેઠ કાલે ઢબી ગયા!"

**ઢહુ**, વિ૦ પોચું; ઢીલું; દમ-રામ-હોશ વિનાનું. "પોચું ઢહ" પણ કેહેવાય છે. "એતો હિસાબમાં ઢહ છો"

**ઢહુળો**, વિ૦ પોચો; ઢીલો.

**ઢાકઢોળ**, પુ૦ ડોળ; દુપ.

**ઢાલપછેડો**, પુ૦ એક રમત. અંધારપછેડો જુઓ.

**ઢાળ**, પુ૦ (+) કોઇ પણ જાતની લેવડદેવડ કે ખાવા ખવરાવવાનો સબંધ; સંભા વહેવાર.

**ઢાળકો**, પુ૦ (+) ઢંગ; બુદ્ધિ; સમજણ. "એનામાં તો કશોએ ઢાળકો નથી."

**ઢીંકણું**, વિ૦ ફલાણું.

**ઢીંચણીઉં**, ન૦ ટકીઓ શબ્દ જુઓ. ૨ વિ૦ જેના પૂછડાની દોડી ઢીંચણે અડતી હોય તે. "ઢીંચણીઓ બળદ."

**ઢ઼ેફૂટ**, સ્રી૦ માથાકૂટ; માથાફોડ. "છોને ઢે ફૂટે-ઢેફૂટ કરે."

**ઢેમણો,** પુ૦ એક જાતનો છોડ. એનાં ડાળાં પાંખડાં રાતાં હોયછે. તેનાં પાંદડાંનો રસ રતવા ઉપર પાવામાં આવેછે.

**ઢેશકું,** ન૦ જાડો રોટલો, ૨ લોળિયું.

**ઢેડ,** વિ૦ છેલ્લો. ૨ ઘણુંજ વાંકુ. "વાંકુઢેડ."

**ઢોકળીઓ,** સ્ત્રી૦ (+) મોટીને જાડી ઇટો. ૨ કોલેરાના રોગથી પગે ગોટલીઓ ચઢે તે.

**ઢોકું,** ન૦ શાળમાં વણવા સારૂ દોરા વીંટેલો સાંઠાનો કડકો તે.

**ઢાંકણીઉં,** વિ૦ જેના પૂછડાના ગુચ્છાની અંદર ધોળાવાળ હોય તે. "ઢાંકણીઓ બળદ."

## ત.

**તગડીઓ,** વિ૦ મુંઝ-ભીંડી કે સૂતરની દોરી વતી ભરેલો ખાટલો, જેમાં ત્રણ સરો બુઢાડેલી-તારેલી હોયછે તે.

**તજગરો,** પુ૦ તપાસ; હિસાબ. "સાસુ, વહુનો તજગરો લેછે."

**તડુસવું,** ક્રિ૦ મારવું. ૨ ખાવું; જમવું. (તુચ્છકાર રૂપે.)

**તડેમંકોડે,** અ૦ ખૂબ તૈયારીમાં; તત્પર; અત્યાતુર. "એતો લઢવાને તડેમંકોડે થઈ રહ્યોછે!"

**તણી,** સ્ત્રી૦ બળદને કોલે જોડતાં તે કુંડાળા બહાર ન જાય માટે નાથે જે દોરી બાંધવામાં આવેછે તે. ૨ કવિતામાં છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય; ની.

**તથા,** સ્ત્રી૦ (+) સ્પૃહા; ગરજ; દરકાર; તમા. "એને ભણવાની કશી તથા નથી."

**તથાસ્વરૂપ,** અ૦ થાય અથવા ન થાય એવું બતાવનાર શબ્દ; ઢચુપચું; નક્કી નહિ તે. "મારે ગામ જવાનું તથાસ્વરૂપછે."

**તફો,** પુ૦ જથો; વિભાગ.

**તરફોડો,** પુ૦ છાકોટો શબ્દ જુઓ.

**તરહટવું,** ક્રિ૦ છાજવું; પચવું; ઘણીવાર સૂધી ટકવું. "આવા અન્યાયના પૈસા તરહટશે નહિ."

**તરીકે,** અ૦ પેઠે; પ્રમાણે; મિસાલે; માફક; ગોઠે. "હું તને ભાઈ તરીકે ગણુંછું."

**તરેહદત, સ્ત્રી૦** કળા; હીકમત.

**તલખવું, ક્રિ૦** જંખવું; ઇચ્છવું; ચાહના કરવી.

**તલહુવલહુ, અ૦** તલપાપડ; અત્યાતુર; આકળો. "પાણીને સારૂ જીવ તલહ વલહ થઇ રહ્યોછે!"

**તલસાંકળી, સ્ત્રી૦** તલમાં ઘીગોળ નાખી કરેલી સૂખડી. (તલને ખાંડીને પછી ઘીગોળ નાખી કરેલા પદાર્થને તલવટ કહેછે.)

**તલાબત, સ્ત્રી૦** બરોબરી, દામી; સરખાપણું. "એની તલાબત ગામમાં કોઇ નથી."

**તલાલીન, વિ૦** કોઈ કામ–વિચારમાં છેકજ ગુંથાઇ ગયું હોય તેવું; ગરક થયેલું; મશગુલ; તલ્લિન.

**તલી, સ્ત્રી૦** દુંટીના ડાબા ભાગને વિષે આમાશયના ઉપર પાણીને વહેનારી નસોનું મૂળછે તે, "શરમ તથા કપટ તલીથી હોયછે." (વૈદકસાર.) ૨ ઝીણાતલ. ૩ શેલડીમાં થતો એક રોગ. એથી પાંદડાં ઉપર કાળાં તલ જેવાં ચાઠાં પડેછે, ૪ માણસોમાં થતો એક રોગ.

**તવન, ન૦ (સં. સ્તવન.)** જૈન મતની એકાદ કવિતા; સજાય.

**તસ્તરૂં, ન૦** પીતળનું ગરમા જેવું વાસણ.

**તસ્દી, સ્ત્રી૦ (આ.)** મહેનત.

**ત્રસકો, પુ૦** છાંટો; તસિયો. "હાથેથી ઘીના ત્રસકા પડેછે." ૨ નિસાસો. "એ ગરીબનો ત્રસકો લાગશે." ૩ નિરાંત; જંપ. "કોઈ દિવસ ત્રસકો વાળીને બેસવા દીધો નહિ."

**તાગ, પુ૦** પાર; છેડો; અંત; નીવેડો. "કામનો હજુ તાગ આવતો નથી." ૨ જાન વિદાય થતાં વરના બાપ તરફથી ભાગોળે જે પૈસા વહેંચવામાં આવેછે તે.

**તાગડધેનાં, ન૦** મઝા; લહેર. "ખાઈ પીને તાગડધેના કરેછે."

**તાજણ, સ્ત્રી૦** ઘોડી.

**તાજમ, સ્ત્રી૦ (આ. તાજીમ=માન આપવું)** સલામ. "તાજમ કરવી"

**તાસીરો પુ૦** તાલ; ધાટ તાસ.

**ત્રાગ-ડો, પુ૦** તાગડો; તંતુ; દોરો. "ત્રાગ હોય તો તોડીએજી, પ્રીત તોડી કેમ જાય."

**તીતાલી, વિ૦** આછકલો; રીસાળ. (એ ત્રણે જાતિમાં એકજ રૂપ વપરાય છે.)

**તીતીઘોડો, પુ૦** એક જાતનો ઉડતો લીલા પીળા રંગનો જીવડો. ૨ (લાક્ષણિકમાં) હરેક કામમાં ઉતાવળ કરનાર માણસ.

**ત્રીકટુ, ન૦** સુંઠ, મરી ને પિંપરો.

**તૂઇ, સ્ત્રી૦** (+) એક જાતનું પોપટને મળતું ચંચળ પંખી. (એનું માથું લાલ હોય છે તે પોપટ જેવું બોલેછે.)

**તુતંગ, ન૦** તૂત; તર્કટ; કપટ.

**તુનીઆર, વિ૦** પરચૂરણ વેપાર કરનારો.

**તૂપ, ન૦** ઘી; ઘૃત.

**તૂલું, વિ૦** ભોળું; નિષ્કપટી.

**તેજી, પુ૦** (+) ઘોડો. "ટટ્ટુમાર્યે તેજી કંપે." (કહેવત.)

**તેનાઇજવું, ક્રિ૦** પાકું થવું. "શેલડી તેનાઇ ગઇ છે."

**તૈણ, સ્ત્રી૦** એક જાતનું ધરોના જેવું ઘાસ. (એને બાળીને એરંડીઆમાં કાલવી ખરજવી ઉપર ચોપડવાથી તે મટી જાયછે.)

**તોજી, સ્ત્રી૦** વિઘોટી; જમીન વાવવા આપી તેના બદલામાં જે નાણું લેવું તે. ૨ તત્વ; કસ. "ખરી તોજી તો એ લેઈ ગયો."

**તોડો, પુ૦** (+) પૂણીઓ કાંતતાં જે ફોદો પડેછે તે.

**તોફારી, વિ૦** પરચૂરણ; અડફાઉ. "ગામમાં તોફારી લોક બહુ ભરાયાં છે."

**તોરી, પુ૦** (+) ઘોડો. "તીખા તોરી પલાણીઆ."

**તોરી, સ્ત્રી૦** ઝાંઝ; રીસ; ક્રોધ; ગુસ્સો.

**તોલું, ન૦** ઘીનું નાનું વાસણ; પાટુડું.

**તંત, પુ૦** (+) મમત; ચડસ; હઠ; આસ; જીદ.

**તંબોળીઓ ખાઇ, પુ૦ [ સં. તામ્બૂલક્ષય. ]** એક જાતનો ક્ષયરોગ.

**તાંતરવું, ક્રિ૦** થોડે થોડે સમજાવીને લેઇ જવું. "રાગાં પાઘાં ને પારખાં, નાડીને વળી ન્યાય; તરવું તાંતરવું ને તસ્કરવું, એ

આઠે આપ કળાય." (કહેવત)

**તાંતઢી**, વિ० 'હાથ પગ દોરડીને પેટ ગાગરડી' એવું જેનું સ્વરૂપ છે તે.

**તાંતો**, પુ० [**સં. તંતુ.**] તાંતણો; તાર. ૨ બે સેરી વણેલી દોરીમાં ઉમેળીને જે ત્રીજી સેર મેળવવામાં આવેછે તે. (એસેરીને આંતો કહેછે.) ૩ લ્હાર; પંક્તિ.

## થ.

**થપોડું-થપોલિયું**, **ન०** હાથે થાપેલું છાણું.

**થડી**, સ્ત્રી० લૂગડાં-કપાસ વગેરેનો દાબીને કરેલો ચોખંડો ઢગલો.

**થાણું**, **ન०** (+) [**સં. સ્થાન=જગા.**] ખેતરમાં કોઇ ચીજ વાવવાનું ખામણું.

**થીવર**, વિ० ઘરડો. (શ્રાવકોમાં)

**થેથેડો**, પુ० જાડો થર-પટ. "રોટલા પર ઘીનો થેથેડો કર્યો છે."

**થેપ**, પુ० જમીન પર જાડું જાડું લીંપવું તે.

**થેપણી**, સ્ત્રી० થેપવાની ક્રિયા.

**થેરૂં**, અ० તરફ. "નદીનું પાણી ગામથેરૂં જાયછે."

**થરડ**, પુ० થરડવાની ક્રિયા. ૨ વાંકાપણું.

**થરડવું**, ક્રિ० કાચા દોરા બે સેરા કરીને કાંતવા તે. ૨ વાંકું કરવું. "ત્રાક થરડવી."

**થોકડી**, સ્ત્રી० (+) ગુંછળી. "મુંઝની થોકડી."

**થોરો**, પુ० ઢંગ. "એનામાં તો કશોએ થોરો નથી."

**થોલ**, સ્ત્રી० ઘાટ; મોખ. "બેણુ રૂપીઆ આપ્યાની થોલ નથી."

**થાંદળજો**, પુ० [**સં. સ્તન ઉપરથી થાન અને પછી થાંદળજો.**] ધાઈ; કુચ; સ્તન. "એ બાઇનો થાંદળજો પાક્યો છે."

## દ.

**દગડ**, વિ० કામ કરવામાં દગો દેનાર. ૨ પુ० પથરો. ("દગડા" એ મરાઠી શબ્દ છે.) તે ઉપરથી દગડા ચોથ. ભાદરવા સુદ ૪ ને દહાડે લોકો એક બીજાના ઘર ઉપર પથરા ફેંકે છે તેથી તે દગડા ચોથ કહેવાય છે.

**દઝાપો, પુ૦ [દાઝવા ઉપરથી.]** બળતરા; દુઃખ, "તારો મારે જન્મારો દઝાપો રહ્યો."

**દરાજ, સ્ત્રી૦** (+) સૂતાર લોકોનું લાકડામાં પ્રોભણ પાડવાનું રંદાથી લાંબું ઓજાર. (એમાં ટાંકણું રંદાથી નાનું હોય છે.)

**દરેડવું, ક્રિ૦** ખેતરમાં ચાવળના આંકામાં અનાજ વગેરેના બીને હાથેવતી જે હારબંધ નાખવું તે.

**દરેડો**, પુ૦ ધાર. પાણીનો દરેડો." ૨ ક્રિ૦ હારબંધ વેરો.

**દલડું, ન૦ [ દિલ ઉપરથી ]** હૈયું; અંતઃકરણ. ( કવિતામાં )

**દલવાડું, ન૦** ચમારને ત્યાંથી મફત જોડાનું ચામડું લાવવું તે.

**દલાડવું, ક્રિ૦** ધીરજ આપવી; મન વળાવવું. "મરનારને ઘેર તેનાં સગાંને દલાડવા ઘણાં માણસો જાયછે."

**દવલું, વિ૦** અળખામણું; અણમાનીતું; અવહાલું. "વહાલું ને દવલું."

**દવે, પુ૦ [સં. દ્વિવેદી=બે વેદ જાણનાર.]** બ્રાહ્મણની એક અટક.

**દસઉઠણ, ન૦** સ્ત્રીને છોકરૂં સાંપડ્યા પછી દસમે દિવસે જે અશુદ્ધિ કાઢવી તે.

**દસી**, સ્ત્રી૦ (+) ગજીને છેડે વેંત એકની આંતરી હોયછે તે.

**દસીઆટ, ન૦** દસી.

**દસુંદ**, સ્ત્રી૦ દસમો ભાગ–હિસ્સો. **પાપની દસુંદ** એટલે કોઈ માણસ કંઇ પાપી કામ કરે તે નજરે જોવાથી અથવા તેમાં કાંઈ મદદ કરવાથી તેના પાપનો દસમો ભાગ એ જોનાર અથવા મદદ કરનારને આવે એમ લોકો કહેછે તે. ૨ વરશાષન. ૩ પેદાશમાંથી દસમો ભાગ ધર્માદા કાઢવો તે.

**દળેલું, ન૦** સત્વ; તલમાંથી તેલ અથવા એરંડીઆમાંથી જે એરંડીઉં કાઢવું તે. "એક મણ તલનું સત્તર શેર દળેલું મળેછે. ૨ ભૂ૦ ઘંટીએ કરીને ઝીણું ભરડેલું.

**દાદરો, પુ૦** (+) માળે ચઢવાનો જ્યાં દાદર હોય તેટલુ–ખુલ્લી જગા બંધ કરવાનું જે ઠેકાણું–બારણું તે; દાદરબારી.

**દાધારંગુ, વિ૦** (+) આધાપલીત શબ્દ જુઓ. "દાધારંગુ દવ

બાળે, ને ઘણું જીવે તો ભવ બાળે." (કહેવત)

**દાન**, સ્ત્રી૦ વારી; વારો. ૨ નવા પછી દસાનો જે ઘડિયો તે.

**દામી**, સ્ત્રી૦ બરોબરી; જોડો; તલાબત. "એ દામીનું કોઈ નથી."

**દારો**, પુ૦ મોઇનું ડંડો વાગવાથી ઉંચું ઉછળવું.

**દાવું**, ક્રિ૦ ગાય, ભેંસ વગેરે ઢોરને તેના નરનો સંભોગ કરાવવો; દવરાવવું.

**દિયરવટું**, ન૦ સ્ત્રીએ દિયર–પોતાના ધણીના નાના ભાઇથી ઘર માંડીને રહેવું તે.

**દેવઉઠી અગિયારસ**, સ્ત્રી૦ ભાદરવા સુદ અગિયારસ; જળ ઝીલણી અગિયારસ; સગમ અગિયારસ; હુકમ અગિયારસ.

**દેવપોઢી અગિયારસ**, સ્ત્રી૦ અસાડ સુદ અગિયારસ.

**દેવલી**, સ્ત્રી૦ દેવચકલી. "ડાબા ઉપર જમણી, તો લાભા ઉપર બમણી" એટલે ગામ જતાં ડાબી ઉતરીને પછી જમણી ઉતરે તો સારી, અથવા ફકત જમણી ઉતરે તો સારી અને આવતાં–ડાબી ઉતરે તો સારી. (લૌકિકમાં)

**દેશના**, સ્ત્રી૦ (+) ઉપદેશ; બોધ. (શ્રાવકોમાં) "સાધુ દેશના દે છે."

**દોગાની**, સ્ત્રી૦ બદલામી; આળ; તોહોમત.

**દોથો**, પુ૦ મૂઠો.

**દોર**, પુ૦ (+) કરપ; વક્કર; ભાર.

**દોલ**, સ્ત્રી૦ દાઝ; ગરીબાઈ. "ગૃહસ્થે ગરીબની દોલ જાણવી."

**દોલમોલ**, સ્ત્રી૦ ગરીબાઇ–નિર્ધનપણું વગેરે. "દોલમોલ ખમીએ પણ રૂડા કુળની ને ખરા ધર્મની મર્યાદા ન મૂકીએ." (શીખામણ.)

## ધ.

**ધડી**, સ્ત્રી૦ (+) અટકળ; આશરો; અડસટ્ટો. "અષ્ટાદસ આંગળની શળી, છાયા સૂધી બેવડ વળી; ઉઘડ જોશી બાંધી ધડી, જેટલા આંગળ એટલી ઘડી."

**ધડીમલો**, પુ૦ ધડધડ કૂટવું તે. 'ધડીમલો લેવો' કહેવાય છે.

**ધડે રહેવું**, ક્રિ૦ ઠેકાણે રહેવું; અસલ સ્થિતિ કે મર્યાદામાં રહેવું તે. "અનાજનો ભાવ ધડે રહ્યો છે."

**ધધો**, પુ૦ (+) પતંગની વચમા જે ઉભી વાંસની સળી ચોડેલી તે.

**ધમરોળ**, પુ૦ ભારે ધભરાટ. રો કકળ.

**ધમ્મોલું**, ન૦ મોટું ને બેડોળ બાંધેલું પાઘડું

**ધરપત**, સ્રી૦ (+) ધીરજ; સબુરી. "હમણાં તમે ધરપત રાખો." ૨ ધરાવાપણું "ધાન્ય ધરપત અને ઘી સંપત." (કહેવત)

**ધમીજવું**, ક્રિ૦ ચોરીજવું.

**ધરબોળ**, ન૦ [ ધડબોળ. ] સત્યાનાશ.

**ધરસ્કો**, પુ૦ ઉચાટ; ફિકર; ચીવટ. "એને ઘરનો કશોએ ધરસ્કો નથી."

**ધરબ**, સ્રી૦ હિમ્મત. "હૈયે જરા ધરબ રાખો."

**ધરો**, સ્રી૦ એક જાતનું લીલું ઘાસ. એ ધોળી ને કાળી બે જાતની હોય છે. **ગધાડા પાસે ધરો ભેળાવવી.**—સારી ચીજ કોઈ અયોગ્ય માણસને આપવી. ૨ **સ્રી૦** મુએલા માણસની પાછળ શ્રાવણ કે ભાદરવા માસમાં જે ક્રિયા કરવામાં આવે છે તે.

**ધરો**, પુ૦ (+) ઇચ્છા; આશા; મનનો ભાવ; ધરવ. "એનો ધરો હજુ પૂરો થતો નથી."

**ધફો**, પુ૦ ઢગલો; જથો "ધૂળનો ધફો."

**ધવત**, સ્રી૦ ધવ; પુષ્ટિ; કાન્તિ; તેજ. "એને તાવ આવી ગયા પછી ધવત વળતી નથી."

**ધાગડીઓ**, પુ૦ મસ્તાઈ; ઉદમાત.

**ધાણીઓ**, પુ૦ (+) અંદર આછું આછું રૂ પાથરી તેને દોરા ભરી લીધા હોય એવું જે કપડું તે; સુજની.

**ધામરાળું**, ન૦ એક જાતનું ઝેરૂ-સર્પ.

**ધારણાગત્ત**, સ્રી૦ ઢોર વગેરે વેચાતું આપી, તેની કિમ્મત પૈકી માલ ધણી કાંઇ ઓછું લે તે; છૂટ મૂકે તે.

**ધાવણી**, સ્રી૦ (+) ધાવણાં છોકરાંનું હાથમાં ઝાલી રાખવાનું હાથીદાંત કે લાકડાનું ○—○ આવું રમકડું; ચૂસણી. (ઘુઘરામાં કાંકરા ઘાલેલા હોયછે અને ધાવણીમાં નહિ.)

**ધાવું**, વિ૰ સરખું; દામીનું; બરોબરીનું. "ઘી બધું એક ધાવુંછે."
  ૨ ક્રિ૰ દોડવું.

**ધુંખાળવું**, ક્રિ૰ ખૂબ ધોવું; સ્વચ્છ કરવું. "હુક્કો ધુંખાળવો."

**ધુંધ**, સ્ત્રી૰ ઝાંખ. "આંખે ધુંધ વળેછે."

**ધુંશ**, પુ૰ તાપ. ૨ **સ્ત્રી**૰ રમઝીક. "ધુંશ પડે ધરતી તપેરે, પડેરે નગારાંની ધુંશ; ભમર તારી જાનમાંરે. (ગાણું)

**ધોધલો**, **પુ૰** અડદાલો. દૂશ શબ્દ જુઓ.

**ધોન**, સ્ત્રી૰ ધરતી; પૃથ્વી. "ધોન ધખે ને લા જેવી લૂ વાયજો." (દલપતરામ.)

**ધંતુરી**, સ્ત્રી૰ બે હાથમાં ઝાલીને પીવાય એવી ચલમ. (હુક્કે મંડાય નહિ.) ૨ વિ૰ બહુ કંકાશણી. (સ્ત્રી)

**ધાંખના**, સ્ત્રી૰ ધ્યાન, કાળજી. "એને ભણવાની ધાંખના બહુછે."

ધાંગો, પુ૰ છાંટો.

## ન.

નકસ, પુ૰ [**નાક ઉપરથી.**] પાણી; ટેક; શાખ; આબરૂ.

**નકો દામવો**, ક્રિ૰ ઢોર નાશી ન જાય માટે તેને મોઢે મોહોરી ઘાલી તેનો છેડો આગલે પગે બાંધે છે તે.

**નછોરવું**, **વિ૰** જેને કાંઈ છોરૂં-છોકરૂં નથી તે.

**નદાત-નદાતીઉં**, વિ૰ [**ન=નહિ+દત્ત=દેવું.**] કોઇનું લેઇને પાછું ન આપે એવું. "આ ગ્રહાક તો નદાતીઉંછે."

**નનડવું**, ક્રિ૰ કનડવું; દુઃખ દેવું; પજવવું.

**નપાટ**, **વિ૰** નબળું; નઠારૂં; નકારૂં.

**નભરમું**, **વિ૰** સ્વાદ વિનાનું. ૨ ભરમ (પડદા) વિનાનું.

**નમણી**, **સ્ત્રી**૰ જે બળદ ઉંચું જોઇને હીંડતો હોય, તેને નમાડવા સારૂ તેના શીંગડે દોરડું ભરવી આગલા પગે બાંધેછે તે. ૨ કૃ૰ નમેલી.

**નમોરમુંડો**, **વિ**૰ નવરો; કાંઈપણ ઉદ્યમે વળગેલો **નહિ તે.**

**નરણો**, **વિ**૰ નરવો; ચોખ્ખો; વાંદળાં રહિત, "આજ સૂરજ નરણે ઉગ્યોછે." ૨ નકોઈડો; ભૂખ્યો. "ઓંકી દાતણ જે કરે, ન-

રણે હરડે ખાય; દૂધે વાળુ જે કરે, તે ઘેર વૈદ્ય ન જાય." (કહેવત.)

**નરસાઈ, સ્ત્રી૦** નબળાઈ; નિર્બળતા. "તાવથી શરીરમાં નરસાઈ આવીછે;" ૨ માણસાઇ; માણસપણું.

**નરાતાળ, અ૦** નરદમ; બીલકુલ; તદન. "એ તો નરાતાળ જાૂઠું બોલે છે."

**નવાણું, વિ૦** (+) એક. (સંકેતાર્થે.)

**નસવાન, વિ૦** નિર્બળ; શક્તિ વગરનું. "તાવથી શરીર નસવાન થઈ ગયું છે."

**નસીજવું, ક્રિ૦** બળદને બહુ હાકવાથી તેની ડોકની નસ બંધાઇ જાય તે.

**નાગેણું, ન૦** કોઇ વાસણમાં કાંઈ ચીજ ભર્યા પછી તેને ઉચકવા માટે તેને ગળે હાથેવતી ઝલાય તેવું દોરડું બાંધેલું તે.

**નાથણું, ન૦** ત્રાજવાની ડાંડીના બંને છેડાના કાણામાં દોરીઓ પરોવી, જેને ત્રાજવાના પાંગરા વળગાડવામાં આવે છે તેમાંનું દરેક.

**નામ્ય, અ૦** કહ્યામાં; આધિન. "એને તો શેઠ નામ્ય છે."

**નાસ, પુ૦** કોઇ ચીજને બાળી તેનો નાકે ધુણી લેવી તે. "તાવ વાળાને લોઢાના કાટોડાનો નાસ લેવરાવે છે."

**નાહાવણ, ન૦** (+) અટકાવ; ઓપટી; રૂતુશ્રાવ. "નવી વહુને નાહાવણ આવતું નથી."

**નાળીએરો, પુ૦** નાળીએરને છોલી અંદરથી ટોપરૂં કાઢી નાખી કરેલું પાત્ર; ઉલખો, ડોયો.

**નાળો, પુ૦** એક જાતનો પાણીમાં કે પાણીવાળી જગામાં થતો વેલો. એનાં પાંદડાંનું ગરીબ લોકો શાક કરેછે. ૨ **સ્ત્રી૦** નાળનું બહુ વચન; નેવાં.

**નીંધલવું, ક્રિ૦** અનાજના છોડને દાણા બાઝવા.

**નીરગુંડી, સ્ત્રી૦** એક જાતનું ઝાડ; નગોડ. એને '**સંભાલુ**' તથા '**નીરગૂડી**' પણ કહેછે.

**નીંવી, સ્ત્રી૦** (+) [ **નિઃવિગય.** ] શ્રાવકોનું એક વ્રત. જેમાં ઘી, ગોળ, તેલ, દૂધ, દહીં, વગેરે ખાવાનું બંધ કરેલું તે.

નૈ, સ્ત્રી૦ હુક્કામાં ઘાલવાની–પોલી ને પાતળી અરણી વગેરેની છોલીને કરેલી લાકડી.

નેંકો, પુ૦ આંકો; બંદોબસ્ત; ઠરાવ; નિયમ.

નેજવું, ન૦ મોતિયું નમી ન જાય માટે ભરવેલો ટેકો.

નેશ્રા, સ્ત્રી૦ આકીન; નિષ્ટા; વિશ્વાસ; ભરોસો; પતીજ; આસ્તા. "એની ધર્મ ઉપર નેશ્રા સારી છે." (શ્રાવકોમાં.)

નેળચો, પુ૦ [ફા. નેચો] હુક્કાની આમળાવાળી નળી, જેના ઉપર ચલમ મૂકી પીવાયછે તે.

નૈયત, સ્ત્રી૦ દાનત; ચિત્તવૃતિ. "એની નૈયત સારી નથી."

નોખ, પુ૦ ઘાટ; ડોળ. "ઘરનો નોખ સારોછે."

## પ.

પખવાની, સ્ત્રી૦ સ્ત્રીઓ–કાનનો વેહ વધારવા સારૂ કાનની નીચલી બૂટે જે કલઇ કે તરવાની ભુંગળી ઘાલેછે તે.

પગાર, પુ૦ જુવાર બાજરીનાં કણુસાં, ઘઉં ડાંગરની ઉંબી, વગેરેનો તેમાં હાલરૂ ફેરવવા જે ઢગલો કરેછે તે.

પગેરૂં, ન૦ નાશી ગયેલા ચોરનાં પગલાંની તપાસ; પગલું.

પચારવું, ક્રિ૦ વારેવારે કહેવું તે.

પચુલાં, ન૦ આપલાં ધાપલાં; છોકરાં પલવવા–રીઝવવાનો યત્ન. "એ છોકરો ખાતાં બહુ પચુલાં કરાવેછે."

પસ્તાળ, સ્ત્રી૦ રડાપીટ, કકળાણ, "મરનારની પાછળ તેની મા પસ્તાળ પાડી રહીછે!"

પઠંગ, સ્ત્રી૦ પક્ષ; વગ. "એને કોઇની પઠંગ નથી." ૨ પુ૦ ચાલ; રીવાજ; રીતભાત. "મરનારની પાછળ રોવા કૂટવાનો પઠંગ ઘણો ખરાબ છે."

પડીકમણું, ન૦ [ પ્રતિક્રમણ. ] શ્રાવકો-સાંજ સવાર પાપ માફ થવા ઈશ્વર પાસે જે માફી માગેછે તે.

પડાઈ, સ્ત્રી૦ ઉડાડવાનો પતંગ. ( ઝાલાવાડમાં. )

પડીઆણ, વિ૦ પડતર; વાવેતર થયેલું નહિ તે. "ઓણુતો એ ખેતર પડીઆણ રહ્યું છે."

**પતિયાર, પુ૦** પત્ય; આબરૂ; વિશ્વાસ. "એનો ગામમાં પતિયાર નથી."
**પતુણો, વિ૦** પૂણો. (સંકેતાર્થે.)
**પનાડો, પુ૦** સ્ત્રીઓને કાને પહેરવાનું ઘરેણું.
**પનિયાં, ન૦** ખાસડાં; જોડાં; જુતિયાં; પગરખાં; પીંજાર; પને.
"જાકે પગમાં પનિયાં નહિ, વાકું દિયો કુંજ બિહારી."
**પનોળી, સ્ત્રી૦** મગની દાળને પલાળી, નીહાવતી વાટી, અંદર મશાલો નાખી, થાળીમાં જાડું જાડું પાથરેછે; પછી ચૂલે એક તપેલામાં પાણી મૂકી તે ઉપર થાળી મૂકી ચઢવા દેછે, પછી તેને નીચે ઉતારી હારી ઉખાડી લેછે તે.
**પરઠવું, ક્રિ૦** (+) ઝાલવું; ગ્રહવું. "વીણા પુસ્તક પરઠયાં પાણ્. ( શામળભટ. )
**પરતી, સ્ત્રી૦** નાની ફાળકી.
**પરપટીપાટે, અ૦** ખચીતપણે; નક્કીપણે; ખરેખાત.
**પરમોદવું, ક્રિ૦** બહુ સમજાવીને કહેવું.
**પરવાડ, સ્ત્રી૦** ભાગોળ. "ગામની પરવાડ."
**પરસંગ, પુ૦** દોરીને ત્રણ સેરી કરવી તે. ૨ [**પ્રસંગ**] જોગવાઈ; લાગ.
**પરાજું, ન૦** ત્રીશ વીઘાં જમીનનું માપ. (કાઠીઆવાડમાં.)
**પરાટ, સ્ત્રી૦** ગધાડા ઉપર પ્રથમ ગોદડી નાખી, તે ઉપર આછર મૂકી, તે ખશી ન જાય માટે તેના ઉપર બકરાંના વાળની નવ સેરી ગુંથેલી જે દોરી બાંધવામાં આવેછે તે.
**પરાશ, સ્ત્રી૦** છાશ ઉપરનું પાણી.
**પરાળ, સ્ત્રી૦** ખાયણીએ ખાંડવાનો લોઢાનો ડાંડો.
**પરીઘરો, પુ૦** [**સં. પરિગ્રહ. પરિ=વધારે+ગ્રહ્=પકડવું.**] માલમતા; મિલ્કત. (શ્રાવકોનું પાંચમું પાપસ્થાનક.)
**પરીસો, પુ૦** [**સં. પરિસહ. પરિ=વધારે+સહ્=સહેવું.**] દુઃખ; પીડા; આફત. ( શ્રાવકોમાં )
**પુરૂપવું, ક્રિ૦** બોલવું; કહેવું. "આપનું પરૂપવું સત્યછે." (શ્રાવકોમાં.)
**પરોણી, સ્ત્રી૦** સોયમાંનો દોરો. ૨ આર ખોસેલી લાકડી. ૩ મેમાનગતીએ આવેલી સ્ત્રી.

**પરાંસી, સ્ત્રી૦** એક જાતનું ઝાડ.

**પલવવું, ક્રિ૦** રીઝવવું; મનવવું. "છોકરાં પલવવાં."

**પલાંશપાપડો, પું૦** ખાખરાનું ફળ; પીતપાપડો.

**પલેવણ, ન૦** જીવજંતુના રક્ષણાર્થે લૂગડાં રજોહરણા વગેરેને પોહોળાં કરી તપાસવાં તે. ( શ્રાવકોમાં. )

**પળા, સ્ત્રી૦ [ પાળવા ઉપરથી. ]** ચાકરી; સેવા. "એ છોકરાંની પળા કરવાની છે."

**પાખી, સ્ત્રી૦** (+) બંધી; અણોજો; અકતો; પ્રતિબંધ. "અમાંસની પાખી પાળીછે."

**પાગીઆ, પું૦** સલાહકાર; મદદગાર; પડખે રહેનાર. ૨ બલિયાં મઢતાં જે રેખો મારેલી તે; તારણીઆ.

**પાછોતરૂં, વિ૦** પાછળથી થયેલું. "પાછોતરૂં વાવેતર."

**પાડુકું, ન૦** મલકુડું; ગાડુડું (ઘી તેલ વગેરે ભરવાનું માટીનું વાસણ.)

**પાડું, ન૦** (+) શેલડીનો કોલમાં ઘાલીને પીલેલો કૂચો.

**પાડુવા, વિ૦** નબળા; નઠારા.

**પાઢીઆરૂં, વિ૦** અનામત. ( શ્રાવકોનાં )

**પાણતી, પું૦** ખેતરમાં પાણી વાળનાર માણસ.

**પાતરૂં, ન૦** જૈનમતના સાધુનું લાકડાનું ઉતારેલું ને રંગેલું ખાવા-નું વાસણ.

**પાન્ય, સ્ત્રી૦** લહેણાં આપીને દોરી વણેલી તે. ૨ (લાક્ષણિકમાં) લંબાણ. "હવે એ વાતની પાન્ય મૂકો." **પાન્યમાં આવવું**— દાવમાં આવવું; વળમાં આવવું.

**પાપડપાસું, વિ૦** કૌવત વિનાનું; નિર્બળ.

**પારે, પું૦** શુકન. "તારા પારે સારાછે."

**પારોઠ, વિ૦** ઘણા દિવસ અવાવરૂ રહેવાથી કઠણ–બરડ થયેલું, અથવા ઘણા દિવસ પાણીમાં કે ભેજમાં રહેવાથી પોચું થયે-લું–બગડી ગયેલું. (કોસ, લાકડું ઇત્યાદિ.)

**પાલોરિયું, ન૦** બાવળ–બોરડી વગેરેના કાંટાનું ઝૂમખું.

**પાવરધું, વિ૦** ખબરદાર; હોશિઆર. "એતો બધા કામમાં પાવરધોછે."

**પાવલાં, ન૦** એક જાતના જોડા, જેનાં તળાં ઉપર ફક્ત બે ત્રણ ચામડાના પટ્ટા ચોડેલા હોયછે.

**પાવળીઆ, પુ૦** જાગરીઆ શબ્દ જુઓ. ( ઝાલાવાડમાં )

**પાહ્ડી, સ્ત્રી૦** કોઈ વખત વિઆણી નથી એવી બકરી. '**પાહ્ડીનું મૂત્ર અને હરડે**' એ કમળી ઉપર પાયછે.

**પાહ્ણ, વિ૦** પાછોતરૂં; પાછળથી થયેલું. " પાહ્ણ વાવેતર, "

**પાહ્ોવાડીઆં, વિ૦** પાખોવાડીઆં; આસપાસનાં. (ગામ)

**પાળિયું, પુ૦** ખેતરમાં ઘણા ક્યારાની ઓળ–હાર.

**પીતકોડી, સ્ત્રી૦** એ નામનું ચકલીથી નાનું ને કાળું જનાવર. એની ગુદા રાતી હોયછે.

**પીતવાડો, વિ૦ [ પીત=પાણી+વાડો=જગા. ]** દર વરસે શિઆળું ઉનાળું વાવેતર થયું હોય એવું; કૂવાનું પાણી પાવામાં આવ્યું હોય એવું. (ખેતર)

**પીતું, ન૦** જે ઠેકાણે ઉભા રહીને કાંચકાં–લકડીઓ વગેરે ગબી–બદીમાં હીકાય છે તે જગો.

**પીંપણ, સ્ત્રી૦** ત્રાજવાંના પાંગરે તથા છરી વગેરેના મ્યાને જે અટપટી ગાંઠ પાડેલી તે.

**પીંપળીઓ ગલ, પુ૦** એક જાતનો રાતાં ફૂલવાળો છોડ.

**પુંખ, સ્ત્રી૦** ઘરના બંને કરા ઉપરના છાપરાનો ઢળકતો ભાગ; ઘરની પાંખ. "પાદશાહની પુંખ કપાય પણ રાંડીરાંડનાં નેવ ન કપાય. (કહેવત.)

**પુંખવું, ક્રિ૦** ખેતરમાં અનાજ વગેરેના બીને હાથેવતી છૂટાં છૂટાં વેરવાં તે. " ધઉં પુંખવા" ૨ વધાવીલેવું. "વરકન્યા પુંખવાં".

**પુંગીફળ, ન૦ [ સં. પુગફલ.]** સોપારી.

**પુંજણી, સ્ત્રી૦** ભીંડીની સાવરણી.

**પુંજવું, ક્રિ૦** જીવજંતુના રક્ષણાર્થે પુંજો વાળવો તે. ( શ્રાવકોમાં )

**પૂણ્યોદું, વિ૦** ઓછું; અપૂર્ણ; વાંકું. "એતો પૂણ્યોદું બોલેછે."

**પૂનમિયા ઘઉં, પુ૦** જવના જેવાં છોલાંવાળા એક જાતના ઘઉં.

**પૂરત,** સ્ત્રી૦ વરકન્યા પરણી ઉઠયા પછી કન્યાના બાપ તરફથી જે સામાન તથા નાણું આપવામાં આવેછે તે.

**પૂરપાટ, વિ૦** ઘણોજ ઉતાવળો. "ઘોડો પૂરપાટ દોડયો છે."

**પુંવાવું, ક્રિ૦** અમુઝાવું. "રાગ વિના અળાવું, નીધણિયું પુંવાય; નબળું સબળાને ગુણ કરે, તે આટાલૂણમાં જાય." (કહેવત)

**પુષ્ઠું, વિ૦** [સં. પુષ્ટ] જાડું.

**પે,** અ૦ થી; સાથે. "ગરજ સાકર પે ગળી"—"નિચ પે નીસરી જાય."

**પેટિયું, ન૦**(+) પેટનું ખર્ચ; ખાધાખર્ચ.

**પેડું, ન૦** (+) સાટું; બદલો.

**પેંત, વિ૦** સાતનો સંકેત. ૨ પહેલો. (લખોટા વગેરેની રમતમાં.)

**પેંતાન, ન૦** પાખંડ; ઢોંગ; ચાળા; ફતવા.

**પેરાં, ન૦** શેલડીના પાતળા સાંઠા, જે કોલમાં કામકાજ કરનારને આપવામાં આપેછે તે.

**પેહેરવું, ક્રિ૦** (+) સ્ત્રીઓની ગુહેંદ્રીમાં કાંઈ ઘાલવું. "એણે અફીણ પહેર્યુંછે." ૨ અનાજ વગેરે વાવવા માણાના કાણામાં દાણા નાખવા તે.

**પેંઠો, પુ૦** રાંધવાની ચૂલ ઉપર લાકડાં વગેરે ઉભાં ઘાલી જે ઓડું કરેલું તે.

**પૈશુન, ન૦** ચાડી ચૂગલી. (શ્રાવકોનું ચૌદમું પાપસ્થાનક.)

**પોગળ, ન૦** (+) ફળ વગેરે ભાગતાં અંદરથી જે રૂપ નીકળે તે; ભંગાર. "આ સોપારીનું પોગળ સારૂં છે."

**પોગળી, સ્ત્રી૦** ગાંસડી.

**પોટીસ, સ્ત્રી૦** [અં.] ઘઉં, અળશી વગેરેના લોટમાં પાણી નાખી, દેવતા ઉપર મૂકી ખદખદાવી ગૂમડાં ઉપર બાંધવાને કરેલી લૂગદી.

**પોપટી, સ્ત્રી૦** (×) એક જાતનો વેલો. એને ચણાના પોપટાથી મોટા પોપટા થાયછે. તે પાકયા પછી તેનો ગર્ભ ગળ્યો લાગે છે.

૨ એરંડીના છોડમાં થતો એક રોગ. એથી જીંડવાંને ઠેકાણે નાના મોગરા થાય છે ને પછી ખરી પડે છે.

**પોપલું, ન૦** વનસ્પતિ વગેરેનો ટોચ તરફનો પોચો ભાગ.

**પોપા, પુ૦** નાનાં છોકરાંની આંખમાં કાજળ આંજ્યા પછી હાથેળીમાં જે કાજળનાં ટપકાં કરવામાં આવે છે તે. ૨ અદર્શ લેઇ જનારને ઠેકાણે વપરાતો શબ્દ. નાનાં છોકરાંના હાથમાંથી કોઈ ચીજ લેઈ લેવા તેને આડુંઅવળું જોવરાવી વસ્તુ છીનવી લેઇ કહેછે કે– "પોપા લેઈ ગયા!"

**પોપૈયો, પુ૦** (+) ઈંટનો કડકો; પોપીલો.

**પોમલું, વિ૦** પોમાઈજાય તેવું.

**પોમાવું, ક્રિ૦** હર્ષિત થવું; પલકૈ જવું; મલકૈજવું.

**પોરસ, પુ૦** ઘણા હર્ષની વાત સાંભળીને પ્રફુલ્લિત થવું. "એને વિવાહ થયાની વાત સાંભળીને પોરસ ચઢ્યોછે."

**પોલકારૂં, ન૦** પોલાણ; પોલાળ. **પોલકારિયું**—પોલકારૂં.

**પોલરૂં, વિ૦** કાચું; પોલું; ખરૂં નહિ તે. "શેલડીનું બી ૧૧૦૦) પોલરૂં, તેનું ૧૦૦૦) ખરૂં ગણાયછે."

**પોલાળ, સ્ત્રી૦** પોલાણ.

**પોશનો ડોડો, પુ૦** જેમાં ખસખસ થાયછે તે ફળ.

**પંચોળી, સ્ત્રી૦** બળદની ધુંસરીમાં બે સમોલોની વચમાં જે બે ખીલીઓ ઘાલેલી હોયછે તેમાંની દરેક.

**પંજેળું, ન૦** ફંફેરો; વગોણું; બદબોઈ.

**પંઠવવું, ક્રિ૦** જીવજંતુ ન મરે એવે ઠેકાણે સાચવીને મૂકવું–નાખવું. "માતરૂં પંઠવવું છે." (શ્રાવકોમાં)

**પાંગું, ન૦** ઢોર. (સંકેતાર્થે.) ૨ **વિ૦** પાંગળું.

**પાંગરો, પુ૦** (+) ત્રાજવાના પલ્લે જે ચાર સેરો ભરવી, એકઠી કરી, ત્રાજવાના નાથણે વળગાડવામાં આવે છે તે.

**પાંતરૂં, ન૦** મુંઞ, ભીંડી કે સૂતરની દોરીવતી ભરેલા ખાટલાની ઇસે જે ચચ્ચાર પાંચ પાંચ સેરોના સમુદાય પાડેલા તેમાંનો દરેક.

**પાંથી, સ્ત્રી૦** બૈરાં ચોટલામાં શોભાને સારૂ વાળને વાળી ભાગ પાડી જે લીટી પાડેછે તે.

**પાંદડાં, સ્ત્રી૦** (+) સૂકી રાડી; શેલડીના સાંઠા ઉપરનાં સૂકાં પાંદડાં.

**પાંહુ**, પુ૦ ઓર શબ્દ જુઓ.

**પ્રખદા, સ્રી૦** સભા; મંડળી. "આજે વ્યાખ્યાન સાંભળવા પ્રખદા સારી ભરાણી છે. ( શ્રાવકોમાં. )

**પ્રગમવું**, ક્રિ૦ ગોઠવું; ગમવું; રૂચવું. "ભુંડાને સારી શીખામણ અવળી પ્રગમે." ૨ પસરવું; ફેલાવું. "હજુ ઓસડ પેટમાં પ્રગમ્યું નથી."

**પ્રગ્ન**, પુ૦ ( + ) ભાવ; વિચાર. "એના મનના પ્રગ્ન બગડ્યાછે." ( શ્રાવકોમાં. )

**પ્રમાદ**, પુ૦ આળસ. ( શ્રાવકોમાં. )

## ફ.

**ફગેરો, પુ૦** પંગેરું શબ્દ જુઓ.

**ફટાકડી, સ્રી૦** ( + ) ટચાકડી શબ્દ જુઓ.

**ફડઅક્તર, વિ૦** ચાહન; ખુલ્લું; ઉઘાડું. "એતો ફડઅક્તર જાુઠું બોલે છે."

**ફરકડી, સ્રી૦** દોરા વગેરે વણવાનું–વેંટવાનું લાકડાનું ઓજાર. + આવી રીતે લાકડાના બે કડકા આડા મૂકી તેની વચમાં એક લાકડું ઉભું બોસેછે. તે લાકડાના મથાળે દોરી ભરવવાની આંકોડ હોય છે. ૨ ત્રાકમાં ઘાલેલી ચામડાની કે હાથીદાંત વગેરેની ગોળ ચીજ, જે કોકડાની પાછળ રહેછે તે; ફરણી. ૩ ચામડાનો  આવો કરેલો કડકો. તેની વચમાં પાસે પાસે બે કાણાં પાડીને તેમાં દોરી પરોવી, તેના બે છેડા બે હાથમાં ઝાલી, વચમાં ફરકડી રાખી વળ ચઢાવી તાણે છે એટલે ફરે છે.

**ફરણી, સ્રી૦** ત્રાક ઉપરની ફરકડી.

**ફલકૂડી, સ્રી૦** પૈસો; નાણું. ( સંકેતાર્થે. )

**ફાગણીઉં, ન૦** એક જાતનો સાલ્લો.

**ફારમ, ન૦** વેરો; કર; ટાક્ષ.

**ફિયો, પુ૦ [સં. પ્લીહ.]** બરોળ. "યકૃત ( કાળજાું ) અને પ્લીહ એ બંને શરીરનાં અંગછે; જમણા પસવાડામાં હૃદયની નીચે યકૃત રહેછે, અને ડાબા પસવાડામાં હૃદયની નીચે પ્લીહ રહે

છે. એ બંને લોહીથી ઉત્પન્ન થાયછે. એ રોગ તાવના આ-જારથી જે નિર્બળ થયું હોય તેને વધે છે. એ રોગ ઉપર જવખાર, બકરીનું મૂત્ર, એ અનુમાન માફક દરરોજ સા-ધનથી પીએ તો તે મટેછે. ( અમૃતસાગર. )

**ફુલફટાકીઓ, વિ૦** ફક્કડ; ફાંકડો, છેલ, "ફૂલફટાકીઓને ફાંટમાં છાણું, ઘેર આવે ત્યારે કલેડું કાણું." ( કહેવત. )

**ફુલધાર, વિ૦** ફૂલ મૂકાય એવો; ચોખ્ખો; ઘણા રૂપીઆ ધીરાય એવો. "એનો તો ફૂલધાર વહેવાર છે."

**ફુશિયું, ન૦** (+) બદલામી; તોહોમત; આળ; બટ્ટો.

**ફેક, વિ૦** ( + ) ચારનો સંકેત.

**ફોરમ, સ્ત્રી૦** ફોર્ય; ગંધ; વાસ.

**ફેણી, સ્ત્રી૦** એક જાતનું પકવાન. ૨ **ક્રિ૦** ખુબ ચોળી. "ખા-ચડી ફેણી."

**ફેફર, સ્ત્રી૦** થોથર; શરીર ઉપર થોડો સોજો આવેલો તે.

**ફેંફાટ, અ૦** ચારેગમ. "એ વાત ગામમાં ફેંફાટ થઇ રહી છે."

**ફેંફે, અ૦** ખુબ નરમ. "એતો થાકીને ફેંફે થઇ ગયોછે."

**ફેલું, ન૦** ફેલ; ગુંછળું. ૨ ( લાક્ષણિકમાં ) લપ; લપો; ઘુંચવણ. કોઈ કામની અમુઝણ આવી ભરાયછે ત્યારે કહેછે કેઃ—"**મારેતો ફેલું પેઠુંછે.**"

**ફેહું, વિ૦** લીસું; સુંવાળું. ૨ **ન૦** એક જાતના ઝીણા પ્રાણીનું બના-વેલું ઘર, કે જે ઔષધના કામમાં આવેછે તે.

**ફૈણા, સ્ત્રી૦** સુવાણ; આરામ; રોગથી ફેર પડવો તે.

**ફંગોળવું, ક્રિ૦** નાખી દેવું; સણફેટવું; ફેંકવું; ઉશેટવું.

**ફંફેરો, પુ૦** ફગેરો; પંજેળું શબ્દ જુઓ.

**ફાંટ, પુ૦** થોડી વખતમાં થતો ઉકાળો. ૨ **સ્ત્રી૦** ખોઇ; ઝોળી.

**ફાંસુ, અ૦** મફત; ફોકટ.

**ફાંસોટિયું, ન૦** ફાંટ; ખોઈ.

## બ.

**બગડીઓ, વિ૦** મુંઝ, ભીંડી કે સૂતરની દોરીવતી ભરેલો ખાટલો, જેમાં બે સેરો બૂઢાડેલે-તારેલી હોયછે તે.

**બગવા, પુ૦** કાનમાં થતો મેલ.

**બધાર, વિ૦** સૂના કોહાનો; જેની યાદદાસ્તી ઘણીજ ખરાબછે તે.

**બચારવું**, **ક્રિ૦** ઢોરને હાંકતાં મોઢેથી બચબચ કરવું તે.

**બચી**, **સ્ત્રી૦** જો. ( તુચ્છકારરૂપે. ) "એનીતો બચીએ ફાટતી નઃ થી." ૨ **ક્રિ૦** ઉગરી. "મરતાં મરતાં બચી."

**બટ**, **ન૦** ( + ) ઉંચામાંઉંચું લોઢું.

**બદ**, **વિ૦** ( + ) પાંચનો સંકેત.

**બનાં**, **સ્ત્રી૦** લાજ; આબરૂ; ઇજ્જત.

**બરડ**, **વિ૦** ( + ) ઝટ ભાગીજાય એવું.

**બરછૂટ**, **વિ૦** ઝટ ભાગી જાય એવું; બરડ.

**બલ્લીસ**, **સ્ત્રી૦** એ એક હારજીતની રમત છે. તે આ પ્રમાણે રમે છે:—પ્રથમ જમીનપર એક લંબગોળ કે લંબચોરસ આકૃતિ કાઢીને તેની અંદર કાંચકાં કે લકટીઓ હારોહાર મૂકેછે. પછી જેટલા છોકરા રમનાર હોય તેઓના ( દરેકનો એકેક) લખોટા ભેગા કરી એક માણસ કુંડીની પેલી તરફ નાખે છે; તેમાં જેનો લખોટો સહુથી દૂર જઈ પડે તેને પેંત, એનાથી થડમાંનાને બીજ, એનાથી થડમાંનાને ત્રીજ, એ પ્રમાણે કહેછે: છેક કુંડીની પાસેનાને ઢેડ (છેલ્લો) કહેછે.

પ્રથમ પેંત, પછી બીજ, ત્રીજ, એમ સહુ અનુક્રમે પોતપોતાના પડેલા લખોટાના સ્થળથી, પોતાના લખોટે કરી કુંડીમાંના નંગને તાકેછે. જે માણસ કુંડીની અંદરનાં જેટલાં નંગ બહાર કાઢે છે તેટલાં તે **જીત્યો** કહેવાય છે જો કુંડીની બહાર ન નીકળતાં કુંડીના લીટામાં પોતાનો લખોટો કે કુંડીમાંનું નંગ ભરાઈ રહેતો તેને **બોદલો થયો** કહેછે; એટલે તે માણસ પોતાના પદરનું એક નંગ કુંડીની અંદર મૂકેછે, અને રમત ઉપર પ્રમાણે શરૂ કરેછે. જેનો લખોટો કુંડીમાંનાં નંગને અડીને આઘો જાય તેને **આશ થઇ** કહેછે; એ આશ થયેલો માણસ બીજાના લખોટાને તાકેછે. જેના લખોટાને વાગે તે રમતથી દૂર જઇ બેસેછે. (પણ જો બોદલો થાય તો ફરીથી એને લખોટા નાખતાં રમતમાં લેછે.) એ પ્રમાણે જેટલા રમનાર હોય તેટલા બધાના લખોટાને જે વગાડે તે કુંડીમાંનાં બધાં નંગ જીતી જાય છે; એટલે રમત પૂરી થાયછે. તેને **બોદલો** પણ કહેછે.

**બલવણ**, **ન૦** [ **સં. બીડલવણ.** ] આંબળાંના પાણીમાં ઉકાળેલું

મીઠું. મીઠાની બાધાવાળા બલવણ ખાયછે.

**બાઇકલ્યાણી, સ્ત્રી૦** ગરીબાઈ; સાલસાઈ. "લેણું બાઇ કલ્યાણીએ આવતું નથી."

**બાજંદો, વિ૦** ખબડદાર; ચંચળ. "**બબ્બા વિના બાજંદા**" રોલો; ચંચળ નહિ તે.

**બાઠુ, ન૦** નીંધલ્યા વગરના જાર બાજરીના સાંઠા.

**બાણવું, ક્રિ૦** સાટું કરવું. "ઘીબાણવું."

**બાદર, વિ૦** સૂક્ષ્મથી ઉલટું; જાડું; દેખાય તેવું. "સૂક્ષ્મ બાદર જીવને અભય દાનજ દીજે." (શ્રાવકોમાં.)

**બામણિયું, વિ૦** જે શેલડીના બીના કડકાની આંખો મોટી હોય તે. ૨ [**બ્રાહ્મણિયું**] બ્રાહ્મણને ખપે તેવું; ચોખ્ખું.

**બાસ, સ્ત્રી૦** સોડમ; વાસ; ગંધ; બે. "ફૂલની બાસ સારી છે." ૨ દુર્ગંધ; બદબો. "એ ઘી બાસ માંરેછે."

**બાળપ, સ્ત્રી૦** મેહેરબાની; કૃપાદૃષ્ટિ; રહેમિયત. "આ છોકરા ઉપર બાળપ રાખજે."

**બીઆમું, ન૦** બી. "જારનું બીઆમું." ૨ **વિ૦** ડરામણું; ભયંકર; બીઆમણું.

**બીઓ, પુ૦** એક જાતનું ઝાડ. એના લાકડાને પાણીમાં પલાળી તેમાં મેંશ કાલવી, તેમાં સોય બોળીને છોડીઓ છુંદણાં પાડે છે.

**બીરમડંડી, સ્ત્રી૦** ઉટકંટાનું મૂળ.

**બુટડી, સ્ત્રી૦** કોલની અંદર ઘાલેલા મેરની આસપાસ જે આંબળા વાળા લાકડાના બે ઘડેલા કડકા તેમાંનો દરેક.

**બુતે, અ૦** થી; થકી; વતી. "એની બુતે કાંઈ કામ થતું નથી."

**બુહુકું, ન૦** ઝાપટું. "વરસાદનું બુહ્કું."

**બેક, વિ૦** છનો સંકેત.

**બેક, વિ૦** થોડું જરા. બેક આપો."

**બેગણિયું, ન૦** એક જાતનું સૂતરાઉ કાળું ને ઝીણું લૂગડું.

**બેડસાઈ, સ્ત્રી૦** અભિમાન; હુંપદ; અહંકાર; ગર્વ.

**બેડાચઢ, વિ૦** કપાળમાં ઉપરા ઉપરી બે ભમરીઓ–હેઠળની મોટી ને ઉપરની નાની, એમ હોય તેવું. (ઘોડું.)

**બેડાફોડ, વિ૦** કપાળમાં ઉપરા ઉપરી બે ભમરીઓ–હેઠળની નાની ને ઉપરની મોટી, એમ હોય તેવું. (ઘોડું)

**બેડિયું** **ન૦** (+) શેલડીના બીને બે આંખોનો કડકો.

**બેડ–બેડીએહાંકવું**—એક બળદને બીજા બળદની સાથે સવારથી સાંજ સુધી (બદલ્યા સિવાય ) હાંકવો તેને **'બેડીએ હાંક્યો'** કહેછે. જો બંનેને બદલ્યા સિવાય આખો દિવસ હાંકે તો બંને **'બેડીએ હાંક્યા'** કહેવાય છે.

**બેસતમ,** **વિ૦** પુષ્કળ; અપાર; અત્યંત; ઘણુંજ.

**બેવંટાવું,** **ક્રિ૦** બેવડાવું. "બૂધવાર બેવંટે." (કહેવત.)

**બૈડુકી,** **સ્ત્રી૦** એક જાતનો વેલા જેવો છોડ.

**બૈડુકું,** **ન૦** બૈડુકીનું ફળ. તે ગાંઠાળું હોયછે. તે ઢોરને ખવરાવવાથી ઘી વધારે થાયછે.

**બૈયાબારૂં,** **ન૦** સામી પ્રીત; અણબનાવ. "એને ને મારે બૈયાબારૂં છે."

**બોચ,** **વિ૦** ડાંગરનાં છોડને પાણીની તંગાશ પડવાથી લોળિયું ન આવે તે. "આ ડાંગર બોચ થઈ ગઈ છે." ૨ **પુ૦** જુવારનો દાણો આવ્યા વગરનો રસદાર સાંઠો.

**બોતડો,** **પુ૦** નાનો ઊંટ; ચઢાઉ કર્યા વગરનો ઊંટ.

**બોદલો,** **પુ૦** બહ્લસ શબ્દ જુઓ.

**બોબું** **ન૦** ખોખું; ફોફું.

**બોવું** **ક્રિ૦** ( + ) ખોવું. "ઘરની મૂડી બોઇ બેઠો" ૨ વાવવું. "બોહોત બોયા ને ઉગ્યા ઘાસ." ( કહેવત. )

**બોહોત,** **વિ૦** બધાર શબ્દ જુઓ.

૨ વધારે; પુષ્કળ. "બોહોત ગઇ ને થોડી રહી, થોડામાંથી જાવે; થોડા સુખને કારણે, મૂરખ રેન કયું ગુમાવે."

**બોહોતાળ,** **વિ૦** વધારે; પુષ્કળ. "ઓણતો બોહોતાળ વરસાદ થયો."

**બોહ્ડો,** **વિ૦** દુર્ગંધ ઉડે એવો; ગંધાય એવો. "આ ગોળ બોહ્ડો છે."

**બોળ,** **સ્ત્રી૦**( +) એ નામનો આપચી બાપચીના છોડ જેવો છોડ. એના બી પણ આપચી બાપચીના જેવાંજ હોય છે; પણ તેમાં સુગંધ હોતી નથી. એના ગામડામાં લોકો સાવરણા કરે છે.

**બોળાવાડો,** **પુ૦** અપવિત્રતા. "બોળાવાડો બોલે નહિ પણ બોળે." ( કહેવત. )

**બંબ, પુ૦** [ **સં. બબ્બુલ.** ] બાવળ. "એક તે ક્યારામાં દોનું રોપિયારે ભાઇ, આંબોને વળી બંબ; આંબે તે અમૃતફળ નીપજેરે ભાઇ, બંબે વાગે શૂળ."

**બાંડાબીજ, સ્ત્રી૦** વૈશાખ સુદ બીજ. (મારવાડીમાં.)

## ભ.

**ભખ, પુ૦** (+) ચાર ચાર ગણતાં વાંસે કાંઈ ન વધે તેવી રકમ. (અંકાં ભલ્લની રમતમાં.) ૨ ગોળાકૃતિ; ભલ્લ. (અંકા ભલ્લની રમતમાં.) ૩ **ક્રિ૦** ઝટ.

**ભખ્ખડ, વિ૦** ભ્રષ્ટ.

**ભખાબોલો, વિ૦** ભખ–ઝટ લઇને જેવું હોય તેવું મોઢે કહી નાંખે એવો.

**ભચાં, ન૦** ધરાવાપણું; પુષ્કળ–બહુ થયું એ અર્થમાં; ભચો.

**ભટુરિયું, ન૦** ભેંસ કે ગાયને દૂધ વધવા સારૂ ડાંગરને પલાળીને ખાંડી ખવરાવવા કરેલો પદાર્થ.

**ભડભાદર, વિ૦** મોટું; આબરૂદાર. "એતો ભડભાદર માણસછે."

**ભણતીઆળ, વિ૦** બહુ ભણેલો વિદ્વાન.

**ભથવારૂ, ન૦** સીમમાં કામ કરનારાં માણસને સારૂ ઘેરથી ખાવાનું લેઈ જનારૂં માણસ. (જે વાસણમાં ખાવાનું લેઇ જાયછે તેને '**ભથાયણું**' કહે છે.)

**ભથવું, ક્રિ૦** વધવું; આગળ જવું. (મોઈ ડંડાની રમતમાં–જેની મોઈ સહુથી આઘી જાય તે '**ભથ્યો**' કહેવાય.)

**ભરડો, પુ૦** (+) શેલડીમાં થતો એક રોગ. (એથી સળો આવેછે. ને કુણાં સૂકાય છે.)

**ભરણું ન૦** (+) થાંભલા ઉપર પ્રથમ સરૂ મૂકી તેના ઉપર જે લાકડાનો કડકો મૂકવામાં આવે છે તે.

**ભલ્લ, પુ૦** ભખ શબ્દનો પહેલો ને બીજો અર્થ જુઓ. ૨ **વિ૦** ભલું; સારૂં. " ઓણુતો ભલ્લસરા છે."

**ભવિષ્ય, સ્ત્રી૦** (+) પૈસો; દોલત. " એના ઘરમાં લાખરૂપીઆની ભવિષ્ય છે."

**ભળવું, ક્રિ૦** (+) ધાવણા છોકરાંનું ધાવણનું ઓકવું; છોળવું. "છોકરો ભળ્યો."

**ભાઈયાળી, સ્ત્રી૦** મિત્રાચારી; યારી.

**ભાગોવડ**, **પુ૦** વચલા વાંધાનો વડ-પ્રકાર.

**ભાભુ**, **સ્ત્રી૦** (+) બાપના મોટા ભાઈની વહુ.

**ભામ**, **સ્ત્રી૦** (+) ભામા; સ્ત્રી. ૨ મુએલાં ઢોરનાં ચામડાં. ૩ યાદ; સરત. "મને એ વાતની કાંઈ ભામ નથી."

**ભુંખરો**, **વિ૦** એક મિશ્રિતરંગ-ધોળો ને કાળો.

**ભુંજરવાડો પુ૦** નાનાં છોકરાંનું ટોળું; વેજાનું ટોળું.

**ભુંડમશેળીઉં**, **વિ૦** મનનો મેલ મૂકે નહિ તેવું; કપટી.

**ભેગવડું**, **વિ૦** ભેળશેળ થયેલું; મિશ્ર થયેલું.

**ભેચો**, **પુ૦** આય; શક્તિ; કૌવત. "તાવ આવ્યાથી શરીરમાં ભેચો નથી."

**ભેંઠ-ડ**, **ન૦** લપ; લપો; ડખો; ગરબડ; ઘુંચવણ.

**ભેમણજો**, પુ૦ એક જાતનો છોડ. એનાં પાંદડાંનું શાક થાય છે તથા ઝામરી ઉપર વાટીને બાંધે છે.

**ભેરવ**, **સ્ત્રી૦** (+) ચીબરી; ખુશર શબ્દ જુઓ. ૨ **પુ૦ [ સં. ભૈરવ= ભયંકર. ]** એક દેવ. **ભેરવજવ ખાવો**—ભારે કામ કરવાને હિમ્મત ધાલવી.

**ભેંહું**, **ન૦** ભેંસનું આળું; ભેંસનું કાચું ચામડું.

**ભેંહ્યઆવવું ક્રિ૦** ભેંસનું આરે આવવું.

**ભોહે**, **સ્ત્રી૦** (+) **[સં. ભૂમિ.]** પૃથ્વી; ધરતી. "ગોમ તજાવે ભોમ." ૨ **પુ૦ [મ.]** વેલાની ઉઢણ.

**ભોળીઓ**, **પુ૦** એક જાતનો માગણ; વાસદેવો. ૨ **વિ૦** ભોળો; નિષ્કપટી. ૩ એ નામનો માણસ. (ભોળાનાથનું તુચ્છકાર રૂપ.)

**ભોંયરસો**, **પુ૦** આવળનાં પાંદડાં, મીઠું ને જમીનનું જૂનું પોડું, એ ત્રણને ખાંડી, પાણીમાં નાખી, ઉનું કરી, જે જાડો રસ કરેલો તે. (એ શરીરના કરમોડાએલા ભાગ ઉપર બાંધેછે.)

**ભોડાં**, **ન૦** એક જાતના લોક.

**ભંગાર**, **પુ૦** પોગળ શબ્દ જુઓ.

**ભંડકીઉં**, **ન૦** ગાડી-ગાડામાં કાંઈ ચીજ મૂકવા સારૂ પેટી જેવું કરેલું તે; ભંડારીઉં.

**ભાંખોડીએ**, **સ્ત્રી૦** ઢીંચણે; ઢીંચણભેર. "એ છોકરો ભાંખોડીએ હીંડે છે."

# મ.

**મકુડું, ન૦** એક જાતના વેલાએ થતું ફળ. તે ડોડાંજેવું પણ તેનાથી પાતળું હોય છે.

**મકાર, વિ૦** મણ. ( વેપારીનો સંકેત )

**મચકોડ, પુ૦** તરછોડ.

**મજમલે, અ૦** જુમલે; કુલ; એકંદર; એકુન. (ખતમાં લખાય છે. ) "મજમલે માસ ૧) ના દોકડા ૧૦) વ્યાજના વધારે ચઢે."

**મતવાલું, ન૦** ઘણુંજ; પુષ્કળ; અપાર, અત્યંત.

**મતાલો, પુ૦** બહુ ગરમી લાગવાથી માટીનું વાસણ ડરસાઈ જાય તે. ૨ શરીર કળમોડા ખાય તે.

**મધવો, વિ૦** પુષ્ટ; જાડું. "એ રાંડ ખાઇપીને મધવો થઈ છે."

**મનમથ, પુ૦ [સં.]** કામદેવ.

**મનવર, સ્ત્રી૦** સરભરા; આગતા સ્વાગતા.

**મનોગમ, વિ૦** મનને ગમે તેવું; સરસ.

**મમોલો, પુ૦** એક જાતનો જીવડો.

**મલકટ, પુ૦** કુચિયા વગરના કાપડામાં કુચિયાના ઠેકાણે જે બે લૂગડાના કડકા શીવેલા હોય છે તે. ( કુચિયાનું લૂગડું સળંગ હોય છે અને મલકટના બંને કડકા જૂદા જૂદા હોયછે. )

**મલકુડ, ન૦** માલવું; છાશ વગેરે ભરવાની માટીની નાની દોહોણી.

**મલાવડાં, ન૦** કામ કરવું નહિ, પણ મીઠું બોલી કામની લાલચ બતાવવી તે.

**મલૈ, સ્ત્રી૦** દૂધને ઉનું કરી ઠંડું પાડ્યા પછી ઉપર તર વળેછે તે.

**મલોખું, ન૦** સરોડું; ઘોડા શબ્દનો ત્રીજો અર્થ જુઓ.

**મસી, સ્ત્રી૦** ( + ) શેલડી વગેરેમાં થતો એક રોગ. એથી પાંદડાં ઉપર કાળાં ચાઠાં પડેછે. ૨ [ **સં. મષી.** ] શાઈ. "અસિ, મસી ને કૃષિ." (એ ત્રણ વિદ્યા.)

**મહરકું, ન૦** સામા માણસને રીસ ચઢે એવું માર્મીકવચન કહેવું તે.

**મહાબો, પુ૦** ભાર; વક્કર.

**મહિયર, પુ૦** લાકડામાં પડતા એક જાતના જીવડા. ૨ **ન૦ [સં. માતૃગૃહ.]** પિયર; સ્ત્રીની માનું ઘર.

**માકો, પુ૦ [ સં. ]** ભાંગરો. "કાજળ એટલો હીરાબોળ, તેથી બમ-

ણો ગુર્જર ઘેળ; તેમાં જો માકા રસ ભજે, તો અક્ષરે અક્ષરે દીવા બળે."

**આખીંઘોયું, ન૦** એ એક ભમરડાની રમત છે તે આ પ્રમાણે ર-મેછેઃ—જેટલા છોકરા રમનાર હોય તેઓ બધા પોતાના ભ-મરડા જમીનપર એક કુંડાળું કાઢી તેની અંદર મૂકેછે. તેમાં જેના ભમરડા ઉપર માંખ બેસે તેના ભમરડાને બાકીના બધા અકેકીવાર પોતાના ભમરડાની આર મારેછે.

**માખોનો વાઘ, પુ૦ [સં. મક્ષિકાવ્યાઘ્ર.]** માખોને પકડનારો જીવડો.

**માણુકમાઉ, વિ૦** હીણુકમાઉ: કાંઈ પણ કમાતો ન હોય તે. "મા-ણુકમાઉ ને મોડા ઉઠયા." ( કહેવત. )

**માણુકજમાની, સ્ત્રી૦** ધણી આપે તો આપું, એવી સરતે જે જમાની કરવી તે.

**માતરૂં, ન૦** પેશાબ; લઘુશંકા. "માતરૂં કરવું છે." (શ્રાવકોમાં.)

**માનીપાત, પુ૦** માનવા–કબૂલ કરવા જેવો જવાબ. "એને રૂપીઆ આપવાનો શો માનીપાત ઘો છો ?"

**મામણમુંડો, પુ૦** એક જાતનો ધોળો જીવડો.

**માયામોસો, પુ૦** કપટથી જૂઠું બોલવું તે. (શ્રાવકોનું સત્તરમું પાપ સ્થાનક.)

**માવોજ, પુ૦** માયા; પ્રીત; સ્નેહ; ઘરવટ "મારે ને એને માવોજ છે."

**માસિયો, પુ૦** મુએલા માણસની પાછળ એક માસ પછી રોવા કૂટવાની તથા ખવરાવવાની જે ક્રિયા કરવામાં આવેછે તે.

**માળણ, સ્ત્રી૦** (+) નાસિકાની અંદર નસકોરામાં થતી ફોલ્લી. એ મટવા ફૂલ સુંઘેછે.

**મીંજ, સ્ત્રી૦** બિયાંની અંદરનો ગર્ભ.

**મીરાશી, પુ૦** એક જાતના માગણ લોક; મીર.

**મીલ, સ્ત્રી૦** તડ; પક્ષ. (મીલ બાંધવી કહેવાય છે)

**મુખિયું ન૦ [મુખ ઉપરથી]** છાલકાનું મુખ શીવી લેવાની દોરી.

**મુંગણી, સ્ત્રી૦** રાંધેલા ચોખાની માંહે મીઠું મરચું નાખી કરેલી રોટલી.

**મુંઝડો, વિ૦** મોં આગળ કાળા ને શરીરે ધોળા વાળ હોય એવો. ( બળદ. )

**મુંડી, સ્ત્રી૦** (+) અઢીમણનું વજન. "ટોપરાંની મુંડી."

**મૂત્રાહુ, પુ૦** ગાય, ભેંસ વગેરે ઢોરની યોની.
**મૂમતી, (મુહપત્તી), સ્ત્રી૦ [મુખઉપરથી.]** જૈનધર્મી લોકો બો-લતાં વાયરાના જીવ ન મરે માટે મોઢે જે લૂગડાનો કડકો બાંધે છે અથવા મોં આડો ધરેછે તે.
**મેખુ, નં૦ [મેષરાશી ઉપરથી]** અફીણ, અમલ; કાળિયું; જણુસ; મેષરાશિયું.
**મેઢવવું, ક્રિ૦** મેળવવું, સરખાવવું, મુકાબલો કરવો.
**મેણમેણાં, વિ૦** ખૂબ અંધારી, કાંઇ પણ ન સૂઝે તેવી. (રાત.)
**મેષરાશિયું ન૦** મેખું શબ્દ જુઓ. [**મેષરાશી ઉપરથી**]
**મેહેરો, પુ૦** ભાઈ.
**મેહેતલ, સ્ત્રી૦** રજા; મુદત. "મેહેતલ માગવી."
**મોચરસ, ન૦** શીમળાના ઝાડનો ગુંદર. એને **'સોપારીનાં ફૂલ'** તથા **'કમરકસ'** કહે છે.
**મોચમ, પુ૦ [ સં. મુચ્=મૂકવું દૂર કરવું. ]** ખેતરમાં હલાણાં પા-ડી ખેડી રહ્યા પછી તેના ચાર છેડે નહીં ખેડાયેલા ઠેકાણે હળથી ૪–૫ ચાસ પાડવા તે. "મોચમ ખેડવા" કહેવાયછે.
**મોડછી, સ્ત્રી૦ [ મૂર્છિ ]** ઉલટી અને ઝાડો થાય એવો વાયુનો રોગ.
**મોદ, સ્ત્રી૦** (+) ગાડામાં જે જાડા કપડા ઉપર અનાજ ભરેછે તે.
**મોદિયું ન૦** મોદ.
**મોભારો, પુ૦** છાપરાનો વચલા મોભ ઉપરનો ભાગ.
**મોહોર, અ૦** (+) આગળ; અગાડી. "ગામ મોહોર ધાંયજો ઉતાવળો."
**મોહોરખાઈ, સ્ત્રી૦** કાંઇ ચીજ ચોરીએ ગઈ હોય તેનો પત્તો લ-ગાડનારને આગળથી કાંઈ અવેજ આપવામાં આવેછે તે.
**મોહોરખાઇઓ, પુ૦** મોહોરખાઈ લેનાર માણસ.
**મોલાં, ન૦** ચામડાના જૂના વરતના કડકા. કહેછેકે—એનો સરેશ બને છે.
**મોંવડ, અ૦** મોં આગળ. "મોંવડ આવ્યે માનુની, વહેલું દળ લે-ઈને." (બ્રહ્માનંદ)
**મોળ, સ્ત્રી૦** (+) મંદી; ભાવનું ઘટી જવું. "દાણાની મોળ છે."
**મંગ, વિ૦** આઠનો સંકેત.
**માંકડીકૂકડી, સ્ત્રી૦** એક જાતનો ઉડતો જીવડો. એની મૂછોના વા-

ળા બહુ મોટા હોયછે. એતું મૂત્ર શરીરે અડવાથી મોટા ધોળા ફોલ્લા થાયછે, તે ઉપર ધોએલું ઘી ચોપડેછે.

**માંડમાંડ**, અ૦ સમસ્થું; સહેજ; ઉપર ચોટિયું. "માંડમાંડ કહેવું."

**માંકો**, સ૦ મારો. "વાંકો વાંકો પણ માંકો તો." (વાળ.)

**માંચ**, પુ૦ [સં. મંચ.] માંચો; ખાટલો. ૨. કોસની સુંઢે ઘાલેલી પાયા વગરની માંચી. ૩ રૂનાં ધોકડાં ભરતી વખત ખોળ બાંધવા સારૂ ચાર પડખે ચાર વળીઓ ખોશી, ચાર આડી બાંધે છે તે.

**મૃખાવાદ**, ન૦ જૂઠું બોલવું. (શ્રાવકોનું બીજું પાપ સ્થાનક.)

## ય.

**યકૃત** ન૦ [સં.] કલેજું; કાળજુ. "યકૃત દિલ સાથે તાલુકો રાખેછે." (વૈદ્યક.)

## ર.

**રકો**, પુ૦ બંદોબસ્ત; ઠરાવ; નિયમ.

**રખ**, વિ૦ ત્રણનો સંકેત. ૨ પુ૦ [સં. ઋષિ ઉપરથી.] જૈન મતના સાધુની અટક. "હીરાજી રખ."

**રખેળવું**. ક્રિ૦ રાખવાળું કરવું; રાખ ભેળવવી; અનાજ સળે નહિ માટે તેમાં રાખ ભેળવવામાં આવેછે તે. "બાજરી રખેળવી."

**રખોપું**, ન૦ (+) [સં. રક્ષણ.] રખવાળું; સાચવણી.

**રગરગવું**, ક્રિ૦ બહુ કરગરવું; કાલાવાલા કરવા.

**રગશિયું**, વિ૦ ધીમું હીંડનારૂં.

**રઘવા**, પુ૦ ઉતાવળ; રઘવાટ.

**રજી**, સ્ત્રી૦ રેત.

**રજોયણો**, પુ૦ [રજો હરણો.] જતિની લાકડી સાથે બાંધેલી સવરણી; ગુચ્છો; ચલવો; ઓઘો.

**રણારબંધ**, પુ૦ પૂર્વભવનો સંબંધ. "રણારબંધ હશે તેવું થશે."

**રમચી**, સ્ત્રી૦ એક જાતની રાતી માટી.

**રમચીઉં**, ન૦ રમચી ભરવાનું ઠામ.

**રવેળા**, વિ० ઘરનું કામ કાજ નહિ કરતી જ્યાંત્યાં ફરતી ફરે એવી. ( સ્ત્રી. )

**રસવંતી**, **સ્ત્રી**० (+) રસોઇ. ( શ્રાવકોમાં. )

**રસાંજન**, **ન**० દારૂ હળદરનો ઉકાળો અષ્ટમાંશ રાખી, તેમાં બકરીનું મૂત્ર સમભાગ મિશ્ર કરીને ઉકાળી ચૂર્ણ કરેલું તે.

**રહેણાક**, **પુ**० રહેઠાણ; મુકામ. "તમારો રહેણાક ક્યાં છે?"

**રાજવળું**, **ન**० દરબાર.

**રાજવી**, **પુ**० (+) રાજા.

**રાજીપો**, **પુ**० રાજીપણું; ખુશીપણું.

**રાણીપ**, **સ્ત્રી**० રાસ્તી; રાગ; રાસ; બેસતી. ૨ **ન**० અમદાવાદની પાસે એક ગામ છે.

**રાનવું**, **વિ**० રખડાઉ; અથડાઉ; વનેરૂં; વગડાઉ.

**રાબોર**, **ન**० એક જાતનાં મોટાં બોર.

**રામૈયું**, **ન**० ચપણિયું; શકોરૂં; રામપાત્ર.

**રાયજાદો**, **વિ**० સાધારણ; મધ્યમ. "એનો સ્વભાવ રાયજાદો છે." "સાદા રાયજાદા." ( કહેવત. ) ૨ **પુ**० [ **રાય=રાજા+જાદો=પૂત્ર.** ] રાજાનો પૂત્ર.

**રાવળું**, **ન**० જનાનખાનું.

**રાસુંદો**, **પુ**० દહાડો આથમ્યા પછી થોડી મુદત સુધી ન દેખાય તે. ( આખી રાત ન દેખાય તેને રતાંધળો કહેછે. )

**રાસ્તી**, **સ્ત્રી**० ( + ) રાણીપ શબ્દનો પેહેલો અર્થ જુઓ.

**રુંગું**, **ન**० રડવું; રોવું.

**રૂંચકું**, **ન**० કોઈ પણ નહિ એવો અર્થ રાખેછે. "નાતમાં રૂંચકુંએ જમવા આવ્યું નથી."

**રૂંઢો**, **પુ**० બપોરનું ખાવું.

**રૂપિયો**, **પુ**० ( + ) ચાર પાંખડીનું કાહું; ઘોડો. ( ઝાલાવાડમાં. )

**રૂમઢું**, **ન**० રૂવાંટી; ઝીણાવાળ.

**રૂદ્રવંતી**, **સ્ત્રી**० જંગલી ચણાનો છોડ.

**રૂમણું**, **ક્રિ**० ઘૂમવું; ફર ફર કરવું.

**રેખ**, **સ્ત્રી**० (+) કરચ "કાજળ કાળી રેખ, નેનુમાં સમારિયાં."

**રેખા**, **સ્ત્રી**० (+) સ્ત્રી; નારી. ( સંકેતાર્થે. )

**રેઉપેઉ,** અ૦ બહુછે—અત્યંત છે— ગધાડે ગોવાય છે. એ અર્થમાં "આણ્ કેરી રેઉપેઉ છે."

**રેચકું,** ન૦ બે માણસને બોલતાં—વઢતાં ત્રીજા માણસનું વચમાં પુષ્ટિ કર્તા વચન કહેવું તે. ( વિદુષકનું બોલવું તે રેચકું મૂકયું ગણાય. )

**રેટો,** પુ૦ ફટકો; ફેટો.

**રેંઢવું,** પુ૦ ગાડું.

**રેતવી,** વિ૦ રેતવાળી; રેતાળ. ( એથી ઉલટું રણુકી. )

**રેથળ,** પુ૦ ઇંટો પાથરી ઉપર લીંપવું તે; ડાબકો. "મેડા ઉપર રેથળ કરવો છે."

**રેલવું,** ન૦ સાપનું બચ્ચું.

**રેસ,** પુ૦ (+) નુકશાન; ખોટ; ખાધ.

**રેળી નાખવું** ક્રિ૦ ચોળી નાખવું; ભુંશી નાખવું. ૨ ( લાક્ષણિકમાં ) માંડી વાળવું; પતવવું. "એ કામ રેળી નાખો તો સારૂં."

**રોજંદા,** અ૦ રોજને રોજ; હમેશાં; સદૈવ; પ્રતિદિન; હરદમ. "એને રોજંદા તાવ આવેછે."

**રોશન,** ન૦ (+) નુકસાન. "રેલે રોશનવાળી નાખ્યું."

**રાંટ,** સ્રી૦ વાંકાપણું; આડાઇ; વાંધો. "તમારા બોલવામાં કાંઇ રાંટ નથી."

**રાંટું,** વિ૦ (+) વાંકું; આડું; વાંધા ભરેલું. "એતો રાંટું બોલેછે."

## લ.

**લકુંઓ,** પુ૦ નફો; ફાયદો; લાભ. ( તુચ્છકારરૂપે. ) "એમાંથી શો લકુંઓ લેવાનો છે?"

**લખણી,** સ્રી૦ લખવાની ક્રિયા; લખાણ.

**લખ્યાં,** ન૦ દસ્તાવેજ; લખત.

**લગતી,** સ્રી૦ તરફેણ; વગ; પક્ષ. "આ કામમાં કોઇની લગતી રાખ્યા જેવું નથી." ૨ ક્રિ૦ લાગીને; અડીને. "નદી ગામ લગતી જાયછે."

**લગનીત,** સ્રી૦ [લઘુનીતિ.] પેશાબ; લઘુશંકા.

**લગવું,** ન૦ (+) દરરોજ બાંધેલા ઠરાવ પ્રમાણે અ ૫ લે કરવી તે;

વારો; ગ્રાહકી. "દૂધનું લગવું."

**લઘુનીતિ, સ્ત્રી૦** લઘુશંકા; પેશાબ. (શ્રાવકોમાં.)

**લથરપથર, અ૦** સગરવગર; વેરણ છેરણ.

**લદ, અ૦** કુંડાળાની આસપાસ એક વેંતની અંદર લખોટાનું પડવું તે.

**લદાવવું, ક્રિ૦** દબાવી પડવું; તળે નાખવું.

**લપકા, પુ૦** લોચા. "લીંટના લપકા." ૨ મેહેણાં દુણાં. (લપકા ખાવા કહેવાય છે.)

**લબોચું, ન૦** મોઢું; મોં. (તુચ્છકારરૂપે.)

**લલુપતા, સ્ત્રી૦** લોભ; તૃષ્ણા; લાલચ.

**લલોપના, સ્ત્રી૦** લલુપતા.

**લવ્વો, પુ૦** જીભનો લોળો. **લવ્વો વળવો**—બોલવું.

**લવાજણ, સ્ત્રી૦** બોલવાની મીઠાશ ભરેલી યુક્તિ તથા તેથી થતો સંબંધ; લાવણ્યતા. "લવાજણે કામ સારૂં થાયછે."—"એની ગામમાં લવાજણ બહુ છે."

**લવારૂં, ન૦** (+) બકરીનું નાનું બચ્ચું.

**લહ, પુ૦** લે; સ્વાદ. "ખાધાનો લહ બહુછે."

**લહકો, પુ૦** લે; લહ; સ્વાદ. "ખાધાનો લહકો લાગ્યો છે."

**લાખોટું, વિ૦** ચોપડું; રીઢું; ઘી તેલ વગેરે ભરી ખાલી કરેલું. ૨ લાખ લગાડી ઘુંટી ચળકતું કરેલું.

**લાભપાંચમ, સ્ત્રી૦** કારતક સુદ પાંચમ; સોભાગ્ય પંચમી.

**લાલપાલ, સ્ત્રી૦** આસનાવાસના.

**લાસુ, વિ૦** કઠોળ વગરનું ધાન્ય–ઘઉં, બાજરી વગેરે. (શ્રાવકોમાં.) "લાસુ અને કઠોળ." ૨ લૂખું; ચોપડ વગરનું. (લૂખુંલાસુ પણ કહેવાય છે.)

**લાહર, સ્ત્રી૦** ઢીલ; સાંસત. "એતો રૂપીઆ આપતાં બહુ લાહર કરેછે." (લાહર કરનારને લાહરીઓ કહેછે.)

**લાળીઆ જીવ, પુ૦** કરોળીઆ વગેરે જીવડાંની લાળ જેવા જંતુઓ. તે રાંધેલા વાસી ધાન્યમાં ઉપજે છે. (તેને પાંચ ઇંદ્રીઓમાંની–માત્ર કાયા ને મોં એ બે હોયછે.)

**લીંબોળી, સ્ત્રી૦** (+) એક જાતનું વાસણ; ભાવસારની રંગાટી. ૨

સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું સોનાનું ઘરેણું.

**લીલાડ, સ્ત્રી૦** લીલાશ; લીલાણ.

**લીલવણુ, સ્ત્રી૦** લીલોતરી; લીલું શાક, ભાજી વગેરે.

**લુંચી, સ્ત્રી૦** પાછા વળીને ફરવું તે. (લુંચી ખાવી કેહેવાયછે.)

**લૂટણીઆ, પુ૦** લૂટારા.

**લુંઠ-ઠો, વિ૦** વસમો; જબરો; બળુકો. **પુ૦** ધણી; પતિ; કંથ. (સ્ત્રીઓ બોલેછે.)

**લૂણવાણી, સ્ત્રી૦** રોટલો ઘડતાં-લોટનો લુઓ વાળવા મીઠાનું પાણી કરેલું તે.

**લુવાર, પુ૦** (+) એક જાતનું પંખી. એની ચાંચ લુવારના ટાંકણા જેવી હોયછે.

**લેપડું, ન૦** મોઇનો દારો નહિ ઉડવાથી તેને ભોંય સરસો ડંડો મારવો તે.

**લેલુશ, સ્ત્રી૦** ઉતાવળ; તાકીદ.

**લેવાઇજવું, ક્રિ૦** ઝાંખા પડી જવું. શરમાઇજવું. ૨ દુર્બળ થવું. "તાવથી લેવાઇ ગયોછે."

**લેહેણું, ન૦**(+)પાન્ય મૂકતાં ભીંડી, સૂતર વગેરેનું જે છોડું આપેછે તે.

**લેહેર, સ્ત્રી૦** (+)〰〰〰 આવું ચિત્ર-ભરત.

**લોચ, પુ૦** માથાના વાળ હાથેવતી તાણી નાખવા તે. (શ્રાવકોમાં)

**લોચના, સ્ત્રી૦** લોચ લોચ કરવું તે; જંખના; અતિ ચાહના. "એને પૈસાની લોચના બહુ છે."

**લોલપી, વિ૦** લાલચુ.

**લોહૂર, વિ૦** ઘણો જાડો ને મજબૂત; લોહરીઓ (માણસ.)

**લંઘાવું, ક્રિ૦** જરા જરા લૂલું હીંડવું.

**લંભ, પુ૦** બદી-ગબીમાં લકટીઓ વગેરે હીકતાં તથા તેને મારતાં પીતાથી વાંકા વળી આઘું આવવું તે.

**લંભાવું, ક્રિ૦** લંભ ખાવો.

## વ.

**વક્કર, વિ૦** (+) જોરાવર. "એ ઢોર બહુ વક્કર છે."

**વક્રચંચુ, ન૦ [ સં. વક્ર=વાંકી+ચંચુ=ચાંચવાળું. ]** પોપટ. ૨ એક જાતનું વાંકી ચાંચવાળું પક્ષી. "એ ઠંડા અને પહાડી દેશમાં

દેવદારૂ અને ભદ્રદારૂ એવા ઝાડના અરણ્યમાં રહેછે. અને તે, તે ઝાડનાં બીઆં સંખ જેવી આકૃતિનાં કોચલાંમાં હોય છે, તે ભાગીને તેનો ગર્ભ કાઢીને ખાયછે." (સૃષ્ટિ પ્રાપ્ય ઇશ્વર જ્ઞાન.)

**વખુ,** પુ૦ [**સં. પક્ષ ઉપરથી**] પક્ષે; ઓથે; વગે; આશ્રયે. "એ છોકરાને કોના વખુ મૂકોછો?" ૨ **અ૦** ચાહના વાળું. "એ સ્ત્રી ધરવખુ છે." "રાજા ગામ વખુ છે."

**વગધાં,** **ન૦** ફાંફાં; વળખાં. (વગધાં મારવાં–વીણવાં કહેવાય છે.)

**વગું,** **પુ૦** [ **સં. વર્ગ ઉપરથી.** ] વગે; જથે; તફે. "છાણુ એકવગું કરો"

**વઘરણું,** **ન૦** વિઘ્ન; અડચણ; હરકત. "વિવાહમાં વઘરણું." (કહેવત.)

**વઘેડું,** **વિ૦** રાતી સાડી જેવી. (ડાંગર)

**વચકલું,** **ન૦** વાંધો; તકરાર. "વાતમાં વચકલું પડયુ."

**વછો,** **પુ૦** વિછો; જૂદાપણું. **વછોયું**–વિછોયું; જૂદું પડેલું.

**વજરકઠા,** **વિ૦** જરા રાતા ને ધોળા. (ઘઉં.)

**વજહના,** **સ્ત્રી૦** જંખના; અતિ ચાહના.

**વટુકાર,** **પુ૦** ઢંગ; બુદ્ધિ. "એનામાં તો કશોએ વટુકાર નથી."

**વડિયો,** **પુ૦** (+) સામાવળીઓ; પ્રતિસ્પદ્ધિ; પ્રતિપક્ષિ; "મૂર્ખનો વડિયો પંડીત–માનનો વડિયો નરમાશ." (શ્રાવકોમાં.)

**વડી નીતિ,** **સ્ત્રી૦** વૃદ્ધિશંકા; ઝાડો. (શ્રાવકોમાં)

**વઢકારૂં,** **વિ૦** વઢ વઢ કરે તેવું; વટકારૂં; વઢવાડીઉં; વઢકણું.

**વણુછો,** **પ્ર૦** ઝાડની છાયા રહે તેટલી જગા. "વણુછામાં વનસ્પતિ ઉગતી નથી."

**વતાવવું,** **ક્રિ૦** (+) અટકવું; અડવું. ૨ ખીજવવું. "નબળાને વતાવવામાં સાર નહિ."

**વતી,** **અ૦** (+) બુતે; થી; થકી. "દૂર નગરી છે દ્વારામતિ, કેમ જવાય માહરી વતી." (ઓખા હરણુ.)

**વતેડ,** **સ્ત્રી૦** વલુળ; ચેળ; ખરજ. "શરીરે વતેડ આવેછે."

**વદવું,** **ક્રિ૦** (+) કબૂલ થવું; મંજુર પડવું. "અંધારીઆમાં માનતા કરેલી વદે નહિ."

**વદાડ,** **પુ૦** વાયદો; અવધ; મુદત.

**વધાન,** **ન૦** પાખંડ; કપટ. "કાળીનાં વધાન કોઈ ન કળે."

**વધાવો,** **પું૦** એકી. (ભણ્યા જોતાં-વેણ કે વધાવો?)

**વનેખા,** **પું૦** દુ:ખ; પીડા; આફત. "કર્મના વનેખા."

**વનૈડો,** **પું૦** અમુઝણ; સલવામણ; ઓધવામણ. "કામનો વનૈડો"

**વનૈડવું,** **ક્રિ૦** કનડવું; અમુઝાવવું; દુ:ખદેવું.

**વભો,** **પું૦** [ **સં. વૈભવ.** ] સાહીબી; વૈભોગ; ઠાઠ.

**વમેલું,** **કૃ૦** વમન કરેલું; ઓકેલું; ઉલટી કરેલું. ૨ ભ્રષ્ટ થયેલું. (માણસ.)

**વરચાવું,** **ક્રિ૦** બોલવું. "એ બિચારો મોઢેથી સવા કે પૂણા વરચાતો નથી."

**વરજોળો,** **પું૦** ઉચાટ; ફિકર; ચિંતા; "વરજોળો કરવાથી કાંઈ વળે નહિ."

**વરાણીએ,** **અ૦** વડે; વતી. "સાપ પેટ વરાણીએ ચાલેછે."

**વરૂડ,** **ન૦** ડાંગરને પલાળીને બે ત્રણ દિવસ રાખી ફણગા ફૂટાડે તેને વરૂડ કર્યું કહેછે. (એ વરૂડના ધરૂને વરૂડિયુંધરૂ કહેછે. અને કોરી ડાંગર પુંખે તેના ધરૂને વરાપિયું ધરૂ કહેછે.)

**વરોઢ,** **વિ૦** વાંઝિયું; વરોળ.

**વરાંસવું,** **ક્રિ૦** (+) પસ્તાવવું; અફસોસ કરવો. "પાછળથી વરાંસવું કાંઇ કામનું નથી."

**વલ્લાવવું,** **ક્રિ૦** પતાવવું; વાળી દેવું.

**વલુળ,** **સ્ત્રી૦** ચેળ; વતૈડ; ખરજ.

**વવરજવું,** **ક્રિ૦** યોજ્યું; જોડયું; નીમ્યું; ઠરાવ્યું. "કુંભારને હાંલ્લાં ઘડવાનું વવરજ્યું છે." "વાણીઆને વેપાર વવરજ્યો છે."

**વવો,** **પું૦** વિવેક. (સંકેતાર્થે) "એક વવા વિના સર્વે કાચું."

**વળિયાચંપુ,** **વિ૦** જે બળદના માથામાં એક ભમરો, બે શીંગડાંને અડાડીને દોરી બાંધતા તેની તળે દબાય તેવે ઠેકાણે હોય તે. (ભમરો ન દબાય તેને હુંશી કહેછે.)

**વળિયું,** **ન૦** (+) વળું.

**વળું,** **ન૦** (+) લૂગડે પડેલો પરસેવાનો ડાઘો; વળિયું.

**વળુંદું,** **અ૦** વડે; થી; થકી; લીધે. "સંગાત વળુંદી સાસરે ગઈ,

નેવાં ઝાલીને ઉભી રહી."—"એનું ખાવું તે ચોપડ્યા વળુંદુ" (કહેવતો.)

**વળોક**, પુ○ મરોડ; ધાટ. "અક્ષરનો વળોક."

**વાખદ**, સ્ત્રી○ એક જાતનો આંખોમાં થતો રોગ. એથી પોપચાં જાડાં થાય છે ને તેના વાળ ગરી પડેછે.

**વાછૂટ**, સ્ત્રી○ અધોવાયુ. "એને વાછૂટ થતી નથી."

**વાણીઓ**, પુ○ (+) એક જાતનો ઉડતો તીડ જેવો જીવડો. ૨ સ્ત્રી○ જોડીઓ. (વરવહુ પરણતાં પહેરે છે તે.)

**વાતી**, સ્ત્રી○ અગર વગેરે સુગંધીદાર પદાર્થો ઉપર લપેટીને કરેલી બત્તી–વાટ; અગરબત્તી.

**વાતેડ**, સ્ત્રી○ ઝીણી વા જાય એવી તેડ–ચીર. "હાંલ્લાને વાતેડ થઈછે."

**વાયરૂં** ન○ બૈડિયું; ફોરૂં.

**વાવલું**, ન○ આંખમાં ઝીણું ફૂલું પડે તે.

**વાસપૂજા**, સ્ત્રી○ [**વાસ્તુપૂજા.**] નવા ઘરમાં વાસ કર્યા પહેલાં તેમાં જે હોમ, પાઠ વગેરે કરવાની ક્રિયા કરવી તે.

**વાસદેવો**, પુ○ ભોળીઓ; એક જાતનો માગણ.

**વાસવું**, ક્રિ○ (+) આપવું; ઉચવવું. (સંકેતાર્થે.)

**વાસોતી**, પુ○ સીમમાં રાતવાસો રહેનાર માણસ.

**વાહ્રર**, પુ○ વા; પવન; વાયુ. "વાહ્રર સારો આવેછે."

**વાહ્રરવું**, ક્રિ○ વાવાળું. "વાહ્રરવું બેસવું" ૨ અધોવાયુનું બહાર કાઢવું.

**વાળાગરણું**, વિ○ શેળભેળ કરેલું; મિશ્રિત.

**વિજાપરો**, પુ○ છૂટકો; નિકાલ; ચૂકાદો. એ કામનો વિજાપરો કરો." ૨ [**વિજયપૂરો.**] વિજાપુરનો રહેનાર.

**વિછેદજવું**, ક્રિ○ નાશ પામવું. (શ્રાવકોમાં.)

**વીરો**, પુ○ (+) હાથની રેખા.

**વીલોવાલ**, વિ○ અર્ધોઅર્ધ. (સંકેતાર્થે.)

**વીશરાળ**, અ○ અલોપ; અદૃશ્ય. (શ્રાવકોમાં.)

**વીંડીઓ**, સ્ત્રી○ મુંઝના સરખટની ભારીઓ.

**વિહુણા**, અ○ વગરના. "ધર્મ વિહુણા માનવી, તેને લાંબા લાંબા કાન."

**વીંઢાડવું**, ક્રિ૦ નિભવવું; ચલવવું; સાથે લેઈને ફરવું. 'ફિકર વીંઢાડવી.'
**વેખલી**, વિ૦ ઝટ લેઇને ખડખડ હસે એવું. (એ ત્રણે જાતિમાં એકજ રૂપે વપરાય છે.)
**વેગરવું**, ક્રિ૦ ભોગવવું; વેઠવું; ખમવું; સહન કરવું.
**વેઢી**, સ્રી૦ ઊન કે બકરાંના વાળ વગેરેની ગુંચળી.
**વેણુ**, ન૦ (+) બેફી. "વેણુ કે વધાવો."
**વેત**, પુ૦ તરોડ; ધાટ; મોખ. "રૂપીઆ આપવાનો વેત નથી."
**વેતરણુ**, સ્રી૦ વેત.
**વેન**, ન૦ [સં. વાહન.] જેના ઉપર બેશી હરાય ફરાય તે. ૨ લ્હાર; ઓળ; પંક્તિ. ૩ વૈભોગ; વભો.
**વેફરીમારવું**, ક્રિ૦ વીંખી નાખવું; જ્યાં ત્યાં આપી દેવું.
**વેલ**, સ્રી૦ (+) એકની દીકરી બીજાને ઘેર, બીજાની દીકરી ત્રીજાને ઘેર અને ત્રીજાની દીકરી પહેલાને ઘેર, એમ દીકરીઓ આપવા લેવાનો સંબંધ તે. ૨ કૂતરાંને સારૂ એક ગામથી બીજે ગામ અન્યોઅન્ય લાડવા, રોટલા વગેરે મોકલે તે. (વેલ કાઢી કહેવાય છે.) ૩ જોડાવેડો; કવિતા. "વેલજોડી" ૪ વંશ. ૫ વેલો; લત્તા.
**વેલાતોડ વરસાદ**, પુ૦ ઉત્તર દિશાના પવન સાથે વરસતો ઝેરી વરસાદ. તેથી વેલા વગેરે સૂકાઇ જાયછે.
**વેહેવરાવું**, ક્રિ૦ નફો પામવો; કમાવું. "છેતરાયા કે વેહેવરાયા."
**વેહેવારીકું**, વિ૦ જેથી વહેવાર રહે તેવું; સાધારણ; મધ્યમ.
**વૈભોગ**, પુ૦ વૈભવ; સાહીબી; ઠાઠ.
**વોસરાવવું**, ક્રિ૦ છાંડવું; તજવું. (શ્રાવકોમાં)
**વંજી**, સ્રી૦ વાંસની ખપાટોની ભારી.
**વંઝવું**, ક્રિ૦ નાશીજવું; છટકી જવું; જતું રહેવું.
**વંછના**, સ્રી૦ ઇચ્છા; ચાહના.
**વાંધર**, વિ૦ ખાસી કરતાં એકાદ નસ રહી જવાથી જેના વૃષણ વધેલા તે. (બળદ.)
**વાંછના**, સ્રી૦ વંછના.
**વાંછિયાન**, ન૦ અપકીર્ત્તિ; નીંદા; બદબોઈ. "કોઈનાં વાંછિયાન કરવાં નહિ."

**વાંતર,** **પુ૦** ખેતરમાં ક્યારા પારા કરવા હળ વતી જે ચાસ પાડવા તે. (વાંતર કાઢવા કહેવાય છે.)
**વાંતરવું,** **ક્રિ૦** શેલડીના સાંઠામાંથી બીને સારૂ જે ત્રણ ત્રણ આંખોના કડકા કાપી કાઢવાની ક્રિયા તે; કાપવું; કડકા કરવા.
**વાંતરી,** **સ્ત્રી૦** અનાજમાં પડતા એક જાતના જંતુઓ. (તે અનાજની અંદરનો ગર્ભ ખાઇ ઉપરનું છોતરૂં પડ્યું મૂકેછે. અને તે અનાજમાં પડતાં ધનેરાં વગેરે જીવડાંને પણ ખાઇ જાયછે.)
**વાંશ,** **સ્ત્રી૦** કડીઆનું ઇંટો છોલવાનું ઓજાર.

## શ.

**શાણધું,** **ન૦** એક જાતનું ઝાડી ખાનારૂં જનાવર.
**શારણું,** **ન૦** [**સં. શર્ણ ઉપરથી.**] મદદ; આશ્રય. (શ્રાવકોમાં.)
**શારમો,** **પુ૦** શેલડીનો પીતો.
**શારાવલું,** **ન૦** શકોરૂં; ચપણિયું; રામપાત્ર; રામૈયું.
**શારી,** **સ્ત્રી૦** મીઠાશ; સ્વાદ, લહેજત. "એ ઘીની શરી તો જુઓ.
**શાળી,** **સ્ત્રી૦** (+) પા રૂપીઆનો સંકેત.
**શાતા,** **સ્ત્રી૦** [**શાન્તી.**] કુશળતા; સુખવૃત્તિ. (શ્રાવકોમાં.)
**શાયપોટો,** **પુ૦** શાઉડીના કાળજામાંનો પીતો-ડોડો. (એ નાનાં છોકરાંને વરાધ ઉપર પાવામાં આવે છે.)
**શાર,** **પુ૦** છિદ્ર; વેહ; કાણું.
**શારવું,** **ક્રિ૦** કાણુંપાડવું. ૨ (લાક્ષણિકમાં) દુઃખ દેવું; પીડવું. "એ છોકરો એની માને બહુ શારે છે."
**શીધું,** **ન૦** મગ, મઠ, ચોખા, જાર વગેરેને દળી પાણીમાં બાફી અંદર મશાલો નાખી કરેલો પદાર્થ.
**શીરો,** **પુ૦** (+) શેલડીના રસને ઉકાળતાં ઉપર જે મેલ-કામસ આવે તેને ઉકાળીને કરેલો પાતળો ગોળ; રસો. (એ બળદને પાવામાં તથા ગડાકું કરવાના કામમાં આવે છે.)
**શીળું,** **વિ૦** (+) ગરીબ; નિર્ધન. "એનું શીળું ઘર છે" ૨ સાલસ; ઠંડા મિજાજનું; સહનશીલ. ૩ ટાઢું; વાશી; રાતવાસો રહેલું (ધાન્ય.) "ટાઢુંશીળું" ૪ શીતળતાવાળું; ઠંડકવાળું. "શીળી હોયે છાંયડી, કડવાં હોયે પાન; બંધવ હોયે બોલકા, તોયે પોતાની બાંય."

**શુકર, પુ૦** [ **સં.શુક્ર.** ] એ નામનો ગ્રહ. ૨ એ નામનો વાર. ૩ જય; જીત. ૪ પ્રતાપ. "રવિ શોમ કરતારને, ભજવે મંગળ થાય; બુધ ગુરૂતા શુકરથી, શનીની દશા જાય." (દલપતરામ.) ૫ [**આ**] ઉપકાર.

**શું, વિ૦** (+) જેવું. "એનું તોબરાશું મોંતો જુઓ. ૨ **અ૦ થી;** સાથે. "કરવી તેશું પ્રીત." (કવિતામાં)

**શેઠીઓ, વિ૦** માથે ગોરો (બળદ.)

**શેલણું, ન૦** એક જાતનું લાંબું શીંગ જેવું ફળ. (એનું અથાણું થાયછે.)

**શેલી, સ્રી૦** ચકમકથી દેવતા પાડવાની દોરી.

**શેવું, વિ૦** ઢાળ પડતું. ( એથી ઉલટું ચરાળ.)

**શેવાહરૂં, વિ૦** શેવું.

**શેહુ, પુ૦** ઠેઠો કરનાર; છાની ગોઠવણ કરનાર.

## સ.

**સગણ, પુ૦** (+) કેડો; પુંઠ. "એતો મારો સગણ મૂકતો નથી."

**સગમ અગિયારસ, સ્રી૦** દેવઉઠી અગિયારસ; હુકમ અગિયારસ; ભાદરવા સુદ અગિયારસ. એ દિવસે ઠાકોરજીને મંદિરમાંથી વરઘોડા સાથે નદીએ નવરાવવા લેઈ જાયછે, માટે તેને '**જળ ઝીલણા અગિયારસ**' પણ કહે છે.

**સચોડું, વિ૦** સમૂળગું; બધું; તમામ; સપુચું; તદન; બીલકુલ.

**સઠલ, વિ૦** ઢીલું પોચું. "પાટો સઠલ છે." "એના મનના વિચાર સઠલ છે" (શ્રાવકોમાં)

**સડજોડ, વિ૦** [**સડ=(સઅર્ધ) અર્ધો+ જોડ=બે.**] અઢીનો સંકેત. "એનામાં તો સડજોડ પાયા છે."

**સતાણું, વિ૦** ત્રણનો સંકેત. ૨ તાણ સહિત; વચમાં ઢીલું ન પડે તેમ. "દોરડું સતાણું ઝાલો."

**સદગરવું, ક્રિ૦** [**સત્ય કરવું**] માનવું; કબૂલ કરવું. પત કરવું. "એ તો મારૂં કહ્યું સદગરતો નથી."

**સદારદા, અ૦** સેજસાજ; વિના કારણે. " એનીતો સદારદા આંખો ગઇ છે. "

**સનસ, સ્ત્રી૦** તમા; ગરજ; સ્પર્હા; દરકાર. " એતો કોઇની સનસ રાખે એવો નથી."

**સપારે, વિ૦** સમું; બરોબર; દુરસ્ત; જેવું જોઇએ તેવું.

**સપુચું, વિ૦** સચોડું શબ્દ જુઓ.

**સફરી, વિ૦** (+) પૈસો ઝટ વાપરે એવો.

**સમાયક, સ્ત્રી૦ [સામાયક]** જૈનધર્મી લોકો બે ઘડી સુધી પરમેશ્વરનું ભજન કરવા બેસેછે તેને **સમાયક કરી** કહેછે.

**સમંદરસોખ, પુ૦** એક જાતનો વેલો. તેનાં પાન છતી તરફ લીલાં ને ઉંધી તરફ સફેત રૂવાંદાર હોય છે. તે વાળાના ઉપર તથા ગડગૂમડાં ઉપર બાંધેછે. ગૂમડું ફાડવા અવળું ને રૂઝવા સવળું બાંધેછે.

**સરપંખો, પુ૦** ધોળો ધમાસો. એક જાતની ઓષધી.

**સરવણ, સ્ત્રી૦** (+) એક જાતનો તળાવ કૂવા વગેરેમાં રહેતો જળોના જેવો જીવડો.

**સરવો, વિ૦** (+) સારી પેઠે સાંભળે એવો. "એતો કાનનો સરવો છે." ૨ **પુ૦** ચપણિયું; રામપાત્ર.

**સરાધરા, અ૦** પ્રથમથી છેવટ સુધી; અથઇતિ; સરા ઉતાર. "એ કામમાં સરાધરા હું છું."

**સરૂ, ન૦** થાંભલા ઉપર જે ગોળ લાકડાનો ચિત્રેલો કડકો મૂકેછે તે. (એના ઉપર મૂકેલા કડકાને ભરણું કહે છે.)

**સરોડવું, ક્રિ૦** ઘાસના પૂળા વગેરેને ફેંદી–વીંખેરી નાખવું તે. ૨ રસ્તે ચાલતાં ઢોર નાશી ન જાય માટે એકને ગળે દોરડું બાંધી તેની સાથે બીજાં બાંધી લેવાં તે.

**સરોડું, ન૦** મલોખું; ઘોડા શબ્દનો ત્રીજો અર્થ જુઓ.

**સલ્લ, પુ૦** વહેમ; શક; અંદેશો. "એના પેટમાં સલ્લ ભરાણો છે." ૨ ભારેપણું બતાવનાર શબ્દ. "ભારે સલ્લ."

**સલપો, પુ૦** દમ. "ચલમનો સલપો મારવો." ૨ ફેરો. "એ

લપે સો | રૂપીઆ ખોઇ બેઠો."

**સલાડ઼ી,** સ્ત્રી૦ મોચી લોકો જે કાળા પથરા ઉપર મૂકી જોડા શીવેછે તે.

**સંલાડાં,** ન૦ સાચાં જૂઠાં; વત્તુ ઓછું બોલીને કોઈના કાન ભરવા તે.

**સવડ,** પુ૦ જોગ; જોગવાઇ.

**સવા,** પુ૦ (+) લીખ જેવા આંખની પાંપણોમાં પડતા જીવ. (એને પાંચ ઇંદ્રીઓમાંની–કાયા, મોં ને નાક, એ ત્રણ હોય છે)

**સવેલી,** વિ૦ વેલ–વંશ સહિત.

**સસુમારૂં,** ન૦ એક જાતનું જળચર પ્રાણી.

**સળવું,** ન૦ ગાય, ભેંસ વગેરે દૂધાળાં જનાવરના આંચળે ઘણા દિવસ નહિ દોવાથી જે ગાંઠ બંધાઇ જાય તે.

**સાજ્ય,** સ્ત્રી૦ સ્હાય; મદદ. "ધર્મીને દેવતા સાજ્ય કરે છે." (શ્રાવકોમાં)

**સાજીંદો,** વિ૦ (+) સબદો; લીલો; ગૃહસ્થ. "એ તો ઘરનો સાજીંદો છે."

**સાથી,** પુ૦ (+) બાર મહિના સૂધી પગારનો તથા ખાવાપીવાનો ઠરાવ કરી રાખેલો માણસ; મહિનાદાર.

**સાધરણખાતુ,** ન૦ ધર્માદાખાતુ. (શ્રાવકોમાં)

**સાબદું,** વિ૦ બધું; તમામ. "એનું સાબદું ધન ચોર લેઇ ગયા." ૨ સાજું; ટટાર. એ ઢોર હમણાં સાબદું થયું છે.

**સારપવું,** ક્રિ૦ ડાંગરનો કયારડો બેસ્યા પછી તે માંહેની ઉગેલી ચાર નીંદીને તથા ઉખડેલી વીણીને અંદરના કચરામાં દબાવવી તે.

**સારેવડું,** ન૦ ચોખાનો પાપડ.

**સારાં,** ન૦ એક શુદ્ર જ્ઞાતિના લોક. એ અસૂર સવાર ઘરમાં પેશી જે હાથમાં આવ્યું તે લેઈ જાયછે.

**સાલાતાલા,** પુ૦ કાલાવાલા.

**સાલાતુલું,** વિ૦ અણુસમજું ને ભોળું.

**સાળાએલી,** સ્ત્રી૦ સાળાની વહુ.

**સીરસ,** ન૦ એક જાતનો રોગ. એથી આખા શરીરે લાલ ચકામાં

પડી જાયછે. (સીરસધાયું કહેવાય છે.)

**સુગરૂં, ન૦** સુગરીનો માળો.

**સૂજવું, ક્રિ૦** (+) સત્યનું તરી આવવું. કોઈના માથે ચોરી કે વ્યભિચારનું આળ આવેછે, ત્યારે તેને ઉના કરેલા તેલના તાવડામાંથી હાથેવતી વીંટી કઢાવેછે અથવા હાથમાં કોઈ ચીજ ઉની કરીને આપેછે; તેમાં તે ન દાઝે તો **"સૂજયો"** કહેવાય છે.

**સુંદણ, સ્રી૦ [ ખુંદણ ઉપરથી. ]** ભાવસારની લૂગડાં ખારાં કરવાની–પલાળવાની અંદર કુંડી ઘાલી ચણેલી ચોખંડી જગો.

**સેજું, ન૦** હાડ; ગાતર. " એનું સેજું સુંવાળું છે. "

**સેટુડી, વિ૦** ચોરી કરે તેવી. "સેટુડી કૂતરી."

**સેઠ, સ્રી૦** પક્ષ; વગ. " એને કોઈની સેઠ નથી. "

**સેનવો, પુ૦** એક નીચ જાતિ.

**સેસવા, પુ૦** વઘારેલા ચણા.

**સૈડકિયું, ન૦** કેરીનો એક ગોટલો લેઈ તેને ટોચેથી એક આંગળના આશરે કાપી, તેમાંથી ગોટલી કાઢી નાખી, તેને એક તરફથી વચમાં એક છિદ્ર પાડેછે; અને બીજો એક ગોટલો આખો લેઈને તેની વચમાં કાણું પાડી તેમાં એક દોરીનો છેડો ઘાલી તે નીકળી ન જાય માટે તેની ઉપર એક લાકડાનો કડકો ચાર આંગળનો ઘાલેછે. પછી તે લાકડાનો કડકો પેલા કાપેલા ગોટલામાં ઘાલેછે અને દોરી તેના છિદ્રમાં પરોવે છે. તેને સૈડકિયું કહેછે. તે ફેરવવું હોય ત્યારે ઉપરનો ગોટલો જરા ફેરવી દોરી તાણે છે, એટલે દોરી પેલા લાકડે વીંટળાઈ જાયછે તેથી લાકડા સુધાં ઉપરનો ગોટલો ખૂબ જોરથી ફરેછે. એથી સૈડ સૈડ બોલેછે માટે સૈડકિયું કહેછે.

**સોજ, પુ૦** વર્તણુક; ચાલ; લક્ષણ. " પાડોશીનું સોજ આવે પણ કર્મ ન આવે" ( કહેવત.)

**સોફવા, પુ૦ [સં. સોફ=શરીરનું ફુલવું+વા(વાત)=વાયુ.]** જેથી માણસ ફૂલીજાય તેવો વાયુનો રોગ. એને **ફોફવા** પણ કહેછે,

**સૌભાગ્યપંચમી, સ્ત્રી૦** કારતક સુદ પાંચમ; લાભપંચમી. ( એ ઉ-પરથી અનાજના ભાવ ધરાય છે. )

**સોરી, સ્ત્રી૦** અનાજ વગેરેના છોડને તપવવા સારૂ ઉભા ગોઠવવા તે. ૨ **અ૦** સૂધીમાં; ઉપર. એ બાઇ ક્યારસોરી 'આવશે. ૩ **ક્રિ૦** ઉઝરડી. ઉપર ઉપરથી છોલી-કાપી સાફ કર્યું. " એ લાકડી મેં સોરી." ૪ **સ્ત્રી૦** સુદ્ધિ. ( એના વગર મને સોરી વળતી નથી એટલે ગમતું નથી. )

**સંખ્યા, સ્ત્રી૦** (+) કોઈ ગંદી ચીજને દેખી જે કંટાળો ઉપજે તે;સૂગ.

**સંખારો, પુ૦** પાણી ગળ્યા પછી ગરણામાં રહેલો કચરો-જીવ વગેરે.

**સંખાવો, પુ૦** શરમ; લાજ; ઓઝંપો. " મને ત્યાં જતાં સંખાવો આવે છે. "

**સંગટો, પુ૦** મિશ્રણ; ભેળશેળ થવું તે. શ્રાવકોમાં સ્ત્રી પુરૂષ વ્રત લેઈ બેઠાં હોય ત્યારે એક બીજાને ( પુરૂષને સ્ત્રી અને સ્ત્રીને પુરૂષ ) અટકે ત્યારે તેને **સંગટો થયો** કહેછે.

**સંઘાડો, પુ૦** (+) જૈનમતના એક મુખ્ય સાધુની આજ્ઞા પ્રમાણે ચાલનારો જે સાધુ સાધવીઓ સમુદાય તે.

**સંજમ, પુ૦** (+) **[ સં. સંયમ. ]** દિક્ષા; વૈરાગ.

**સંતાઘો, સ્ત્રી૦ [ સંતા=સંતાનાર+ઘો=ખોળનાર. ]** એ એક સંતાવાની રમત છે. તેમાં છોકરાં વારાફરતી સંતાય છે ને ખોળી કાઢેછે. સંતાનાર છોકરો સંતાયા પછી ખોળનારને **'આવરેઘો'** એમ કહીને બોલાવે છે.

**સંતોલો, પુ૦** બારદાન સહિત તોલ.

**સંભે, વિ૦** સર્વે; બધું; તમામ. " ઓણતો સંભે ધાન્ય પાક્યુંછે."

**સંથારો, પુ૦** જૈનમાર્ગીમાં કોઈ માણસ મરવા અગાઉ થોડી મુદ-તે સંસારની આશા તૃષ્ણા, માલ મિલ્કત, અન્ન પાણી, વગેરે સર્વે તજી દેછે તે. ( સંથારો કર્યો કહેછે. )

**સંકુકણ, ન૦** ચાડી ચૂગલી; આંહીની વાત ત્યાં, ને ત્યાંની વાત આંહી કરવી તે.

**સાંખું**, **ન૦** ચોમાસામાં ખેડીને પડતર રાખેલું ખેતર. "શેલડીનું સાંખું." ૨ માપું; ભરત. "ઘીનું સાંખું." ૩ **ક્રિ૦**, ખમું; સહન કરૂં. "હું તારી ગાળ સાંખું એવો નથી."

**સાંગ**, **વિ૦** (+) એકનો સંકેત.

**સાંતરૂં**, **વિ૦** (+) ગડારે નાનું; શરીરે નાજુક. "એ ગોલ્લું સાંતરૂં છે."

**સાંસત**, **સ્રી૦** ધીમાશ; ઢીલ; લાહર. (એ ઉપરથી સાંસતું વિશેષણ.)

## હ.

**હણુહ કે ખણુહ**, **સ્રી૦** હા કે ના; હાકોટો છાકોટો. "એને ઘરમાં કોઈ હણુહ કે ખણુહ કહેનાર નથી."

**હણુહોલું**, **ન૦** ખંધોલું શબ્દ જુઓ.

**હથવાર**, **વિ૦** એકને એક જણને દોવાદે તેવી–ગાય, ભેંસ વગેરે. "આ ગાય તો હથવાર છે."

**હથુ**, **અ૦** હસ્તક; મારફત. "તમે કોના હથુ માલ લીધોછે?"

**હરવર**, **સ્રી૦** યાદ; સરત. "મને એ વાતની હરવર નથી."

**હરીકાય**, **સ્રી૦** ભાજી. (શ્રાવકોમાં.)

**હલક**, **સ્રી૦** (+) શોભા; ઘાટ. "ઘરની હલક સારીછે." [**આ. હલ્ક.**] કંઠ.

**હલડ**, **વિ૦** ઉંચું વધેલું. ૨ કાચી સમજણનું.

**હલાણું**, **ન૦** આખું ખેતર એકદમ સળંગ ખેડતું ન ફાવે માટે તેના ચચ્ચાર પાંચ પાંચ હાથના વિભાગ કરી તે દરેક કડકાને ખેડવો તે.

**હલો**, **પુ૦** (+) વૈભોગ; જૂથ; જથો; ઠાડ માડ.

**હલાં**, **સ્રી૦** ચઢાઈ.

**હસીડું**, **ન૦** હસતું; મશ્કરી; મજાક.

**હળિયું**, **ન૦** નાનું હળ.

**હાડવું**, **ક્રિ૦** ઢોરનું સીમમાં ચરવા જવું અથવા ગોવાળનું ઢોર ચારવા જવું. "ગાયો હાડી"—"ગાયોમાં કોણ હાડશે?" (નાગદમણ.)

**હાડીઆકરસણ,** પુ૦ એ નામનો ચોમાસામાં થતો છોડ. એને પાંચ પાનનો ઝૂમખો થાયછે ને ફૂલ પીળાં થાયછે. એને **કુકરભાંગરો, ટીલવણ, હુલહુલનો છોડ,** તથા **તનમની** કહેછે.

**હારોડી,** સ્ત્રી૦ હાર; ઓળ. "મોતીની હારોડી."

**હાલરૂં,** ન૦ અનાજનાં કણસલાં વગેરેમાંથી દાણા છૂટા પાડવા તેના છોડને કાપી ઢગલો કરી તેમાં બળદ ફેરવે તે.

**હાળી,** પુ૦ પુરૂષ; ધણી; પતિ. "નબળો હાળી રાંડપર સૂરો." —"હસતો હાળી ને રોતી રાંડ." (કહેવતો.) ૨ ખેડુત ( હળ ઉપરથી. )

**હીક,** સ્ત્રી૦ તાકીદ; ઉતાવળ. "રૂપીઆ લેવાની બહુ હીક કરેછે." ૨ સૂળ રોગ.

**હુપકો,** પુ૦ ઉલક; ઉલટી; રમન.

**હુંશે રહેવું**—હોશીઆર રહેવું; સાવચેત રહેવું. ( એ શબ્દ નીકળવાનું કારણ એ છે કે;—અગાઉ ચોરનો ભય બહુ હશે તેથી આવેલા માણસને વળોટાવતાં **હુંશે રહેજો** ( હોશીઆર રહેજો ) એમ કહેવાનો ચાલ પડ્યો જણાય છે. )

**હેડી,** સ્ત્રી૦ બરોબરી. "એ માણસ મારી હેડીનો છે."

**હેળ,** સ્ત્રી૦ ફરવટું, "મેથી ખાવાની હેળ પડી છે."

**હેંહૂલ,** અ૦ નક્કી; ખચીત; પૂરેપૂરૂં. "આ વાસણમાં હેંહૂલ પાંચશેર ઘી માય છે."

**હૈડીઓ,** પુ૦ ગળાની ઘાંટી.

**હેૈણા,** સ્ત્રી૦ આકાશમાં પૂર્વ દિશાએ છ તારા હારોહાર ઉગેછે તે; મૃગશિર નક્ષત્ર. "ચાંદલિયો ઉગ્યોને હૈણો આથમી."

**હાંહૂલો,** વિ૦ ફૂલાણો.

**હે,** સ્ત્રી૦ જેવારો. આ ઘી હે પૂરતું નથી."

**હોક,** સ્ત્રી૦ બીક; ધાસ્તી. "એને મહેતાજીની હોક બહુછે."

**હોહળો,** વિ૦ ચાલાક નહિ તે; ચંચળાઈ વગરનો.



## શુદ્ધિપત્રક.

પ્રુફ તપાસવાનું કામ મારી જાતે નહિ બનવાથી કેટલીક ભૂલો રહીછે તેને માટે શુદ્ધિપત્રક આપવાની જરૂર પડીછે પણ આ ભૂલો બધી પ્રતોમાં છે એમ સમજવું નહિ કારણ કે કેટલાક ફરમામાં થોડા કાગળો છપાયા પછી ભૂલો સુધારવામાં આવી છે.

| પૃષ્ટ. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| મુખ પૃષ્ટ | ૫ | શબ્દોનો | શબ્દોના |
| ૧૦ | છેલ્લી ઓળની છેવટે | "આખો દિ" | એ ત્રણ અક્ષરો છપાયા નથી. |
| ૧૧ | ૨ (કૌંસમાં) | **અનાચર** | **અનાચાર** |
| ૧૧ | ૧૮ | ઓઠાંગણ | ઓઠીંગણ |
| ૧૫ | ૨૫ | કર્યું | કરવું |
| ૧૯ | ૧ (કૌંસમાં) | **ઍણુ** | **એણું** |
| ૨૧ | ૧૪ | **ઓડવું** | **ઓડવું** |
| ૨૪ | ૧ | **ઓડવો** | **ઓઢવો** |
| ૨૪ | ૨ | સુજવું | સુઝવું |
| ૨૭ | ૧૫ | વણતાં | વળતાં |
| ૨૭ | ૧૫ | ધરોણું | ધરેણું |
| ૩૦ | ૧૬ | નરદમ જાડું | નરદમ જાડું |
| ૩૧ | ૧૭ (કૌંસમાં) | **કુડચ** | **કુડચ** |
| ૩૫ | ૨૦ | લોટને પાંણીસાં | લોટને પાણીમાં |
| ૩૭ | ૧૩ | ફક્ત | ફકત |
| ૪૭ | ૧ (કૌંસમાં) | **છમુછિમ** | **છમુર્છિમ** |
| ૪૭ | ૬ | **છલ્લા** | **છલ્લી** |
| ૪૮ | ૧૧ | **છોળવું** | **છોળવું** |
| ૪૮ | ૧૨ | "છોકરો ભળ્યો." | "છોકરો છોળ્યો." |
| ૪૮ | ૨૫ | જવાલા | જવલા |
| ૪૮ | ૨૭ | ઘોળુ | ઘોળું |
| ૫૩ | **છેલ્લી ઓળ** | **ટોકકર** | **ટોકર** |
| ૫૫ | ૨૮ | **પડાવી લે** | પડાવી લેવું |

| | | | |
|---|---|---|---|
| ૫૮ | ૫ | ચારના | ચાહના |
| ૫૮ | ૨૦ | દુપ | રૂપ |
| ૫૯ | ૨૩ | સબંધ | સંબંધ |
| ૫૯ | ૩ | રોટલા | રોટલો |
| ૫૯ | ૪ | વાંકુ | વાંકું |
| ૫૯ | ૧૨ | સ્રો | સ્રેરો |
| ૬૬ | ૨૦ | ગ્રહાક | ગ્રાહક |
| ૭૫ | ૩૦ | બૂઢાડેલે | બૂઢાડેલી |
| ૭૭ | ૧૨ | બે | બો |
| ૭૮ | ૩૧ | **બોળવાડો** | **બોળાવાડો** |
| ૭૯ | ૧૬ | બહુ ભણેલો વિદ્વાન. | બહુ ભણેલો; વિદ્વાન. |
| ૮૦ | ૧૯ | **ભોહે** | **ભોમ** |
| ૮૧ | ૨ | **મકડું** | **મકડોકું** |
| ૮૧ | ૧૯ | **મલકુડ** | **મલકુડં** |
| ૮૨ | ૧ | ધેળ | ધોળ |
| ૮૪ | ૧૫ (કૌંસમાં) | **ઉઈરથી** | **ઉપરથી** |
| ૮૪ | ૨૪ | ચલવો | ચવલો |
| ૮૬ | ૨૦ | આકુ | આકું |
| ૮૬ | છેલ્લીઓળ | અપ લે | આપ લે |
| ૯૦ | ૨૬ | બાંધતા | બાંધતાં |
| ૯૦ | ૨૭ | હુંશી | .હુંશી |
| ૯૧ | ૨૭ | **વીલોવાલ** | **વીલોવાલ** |
| ૯૫ | ૩ | સ્પહા | સ્પૃહા |
| ૯૫ | ૧૨ | રૂઝવા | રૂઝવવા |
| ૯૬ | ૧૨ | સ્હાય | સહાય |
| ૯૭ | ૫ | કેઈ | કોઈ |
| ૯૯ | ૨૬ | નાનું ફળ | નાનું હળ |
| ૧૦૦ | ૧૨ | રમન | વમન |